# ગુલઝારે-દાઉદી

તેઓના ૨૧ ઇમામો અને ૫૨ દાઇઓની ટુંક નોંધ,
તથા તેઓના રીવાજો અને વિચારો.

અંગ્રેજીપરથી તરજુમો કરનાર :—

"રફીક" (કરાંચી.)

આવૃત્તિ પહેલી. ૧૯૨૬ કીમત રૂ. ૧-૬-૦.

પ્રકાશક :—
વોહરા ખાનભાઇ અમીજી,
અધિપતિ "બાગે મોમીન"
અમરેલી. (કાઠીઆવાડ.)

# ગુલઝારે-દાઉદી.



૨૧ ઇમામો અને ૫૧ દાઇઓની ટુંક નોંધ, રીવાજો અને વિચારો




મુળ લેખક :—

મીયાંભાઈ મુલ્લાં અબદુલ હુશેન (B. A.; K. H. M.; P. C. S.)

બુરહાનપુર.




અંગ્રેજીપરથી તરજુમો કરનાર :—

"રફીક" (કરાંચી.)


ઇ. સ. ૧૯૨૬. પ્રત ૧૦૦૦. હી. સ. ૧૩૪૫.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર :—

ખાનભાઇ અમીજી,

અધિપતિ "બાગે મુમીન" અમરેલી, (કાઠીયાવાડ.)






---

કીંમત રૂા. ૧-૮-૦.


Nujol
Nujol

---




## ખીલતાં ફુલોનીં ખુશબો આપનાર

# હીકોસેન્ટસ



આજકાલ ઘણા જુદા જુદા સેન્ટો નીકળી પડયા છે પણ "હીકોસેન્ટસ" ની બરાબરી કરી શકશેજ નહિ જેની ખાતરી હીકોસેન્ટ વાપરવાથી થઇ શકશે. અને બીજા સેન્ટસ તમોને પસંદ પડશે નહિ.

"હીકોસેન્ટસ" સુંદર, મનોરંજક અને ખુશબોદાર છે

વળી કોઇપણ જાતના સ્પીરીટ વગરનું એટલે તદન પવિત્ર છે.

## એક વખત વાપરી ખાત્રી કરો.

"હીકોસેન્ટસ" ખુશબોદાર ફુલોમાંથી ઘણીજ કાળજીથી બનાવવામાં આવે છે.

"હીકોસેન્ટસ" એક બોકસની અંદર ત્રણ અને છ લાકડાની શીશીમાં હોય છે, અને દરેક શીશીમાં એક કાચની બાટલી જેમાં એક ડ્રામ ચોખ્ખું "સેન્ટસ" હોય છે.

તેમ ૦ાા આઉંસની બાટલીમાં પણ છે.

એજન્ટો :—

**એમ. જી. શાહાણીની કું.**

એલફીન્સ્ટન સ્ટ્રીટ, કરાચી. (કેમ્પ)

અને

**લાલજી હરજીવન મહેતાની કું.**

બંદર રોડ,

કરાચી.

# "ERASMIC"

## SOAPS AND PERFUMES

## ઇરેસમીક સોપ અને પરફ્યુમસ

ઇરેસમીક પીયરલેસ સોપ "કસતુરી" હરબ તોઇલેટ સોપ, ટરકીશ બાથ સોપ. હીમાલય બોકે સોપ, કારબોલીક સોપ ૩૬% તથા ઉંચા પરફ્યુમસ જેવાં કે સીમપથી, ત્રીશના, સકસેસ ઓફ ધી સીઝન, તલકમ પાઉડર, હેર ક્રીમ વિગેરે દુનીયાનો સઘળે સ્થળે તેની ઉંચ બનાવટ માટે પ્રખ્યાતી મેળવી છે અને તેના બહોળા ખપને પુગી વળવા માટે તેના કારખાનામાં ૪૦૦૦ માણસો કામ કરે છે.

**ERASMIC Perfumes and Fine Soap Makers,**

**LONDON & PARIS.**

એજન્ટસ :—

**નસરવાનજીની કું. કરાચી.**

---

## ગ્રાહકોને ખાસ ચેતવણી (નકલી માલથી ચેતજો)

## " વાપરો—સ્વદેશી સાબુઓ—વાપરો.

# ધી ભારત સોપ વર્કસ

ના વિલાયતી તથા બીજા દેશી સાબુઓને ટક્કર મારે તેવા આખી કરાચીમાં એકી અવાજે વખણાયેલા સ્વદેશી સાબુઓ:—

પ્રાઇમરોઝ ડબલ કેઇક—ન્હાવાને તેમજ ઝીણાં તથા કપડાં ધોવાને માટે ઉત્તમ છે.

હાઉસહોલ્ડ ડબલ કેઇક—કપડાંઓ, કારપેટો, મારબલો વગેરે ધોવાના કામમાં ઘણોજ સારો છે.

બારસોપ—ગોલ્ડન પેઇલ નાં. ૧ તથા ગોલ્ડન પેઇલ નાં. ૨.

દરેક જાતના ધોવાના કામ માટે તદન ઉમદા છે.

એકજવાર ઓર્ડર આપી ખાતરી કરો.

**ધી ભારત સોપ વર્કસ, લોરેન્સ રોડ, કરાચી.**

# "બાગે મોમીન" ની ઓફીસમાં મળતી કોમ ઉપયોગી કીતાબો.

## બાગે મોમીન

પંજેતન પાક અ૦ ના વસીલાથી વીસ વરસ થયા કોમની સેવા બજાવી રહ્યું છે. ચુન્દા લેખો, લોભીયા આમીલો, આપ મતલબીયા આગેવાનો અને તાઅલીમના દુશ્મનોની પોલના ખરા હેવાલો પ્રમાણીક અને કોમ ઉપર કુરબાન થનારા લેખકોના હાથથી લખાઇ આવેલ દાખલ કરવામાં આવે છે.

વાર્ષીક લવાજમ—હીંન્દુસ્તાન રૂ. ૨, દેશબહાર રૂ. ૨ાા,
છુટક નકલના ચાર આના.

## ચાંદાભાઈ ગલ્લા કેસ.

મુંબઈના મુગટ અને હજારો હાજતમંદોની હાજતોને પુરી કરનારની તીજોરી માટે કોમના કહેવાતા સરદારો દર વરસે લાખો રૂપીયા હજમ કરી ગયા તેની પાઇએ પાઇનો હિસાબ આપવા મારટીન સાહેબે હુકમ કર્યો છે તેની સવીસ્તાર કીતાબ લગભગ ૫૫ ફારમની હવે તો બહુ થોડી નકલો બાલાંસ છે. ઇ. અ. નઝદીકમાં બીજી આવૃતિની શરૂઆત કરીશું. કીં. રૂ. ૧.

## ટળવળતો તુરાબ.

કાઠીઆંવાડી ભાઈઓ અને તેના પ્યારા બચ્ચાઓ જમણુની જાલીમ જાળમાં સપડાઇ કેવા ખસ્તે હાલ થાય છે તેનો આ કીતાબમાં વાર્તા રૂપે ખુબ સાર ચીંચ્યો છે. આમીલોના જુલ્મો, કન્યા વિક્રયના મહા પાપમાં પડનારા કન્યાઓના દલાલોની મટી ખુબ પલીત કરવામાં આવી છે. કીં. રૂ. ૧.

## ગુલનારના ગુલાબો.

લગભગ ૨૫ ફારમની આ કીતાબ છે. કીસ્સા કહાણીયોના વાંચવા કરતાં આ કીતાબ જરૂર વાંચો. કીં. આઠ આના.

માતમે મોહરમ ચોથી આવૃતિ—કીં. બાર આના.
ફ્ઝાએલ મોલાના અલી અ૦—કીં. આઠ આના.
વોહરા કોમનો સંદેશો—કીં. આઠ નકલનો રૂ. ૧.
તાઅલીમ રજા અને વોહરા વકફ એકટ—કી. આઠ આના.
એહવાલે અંબીયા—કીં. રૂ. ૪ ચાર.
શહીદે કરબલા—કીં. બાર આના.
મોલાના અલી અ૦ ની જીંદગી—કીં. ૧-૧૦-૦.
કત્લકામે હુશેન—કીં. બાર આના.

**લખો—"બાગે મોમીન" ઓફીસ.**
અમરેલી—કાઠીયાવાડ.

# અર્પણ પત્રિકા.

નેક નામદાર, મહેરબાન, સાહેબ,

ઇબ્રાહીમ સર આદમજી પીરભાઇ, જોગ મુંબઇ.

મુંબઇ ઇલાકાની પ્રજામાં સખાવતમાં પ્રખ્યાતીની ટોંચે ચડેલા અને દાઉદી વોહરા કોમમાં તારા સમાન ઝળકી નીકળેલા ફખ્રેકોમ મરહુમ સર આદમજી પીરભાઈના આપ વિદ્વાન પુત્ર હોઇ, આપ ઉંચ કેળવણી સંપાદન કીત્રા બાદ કેળવણી પ્રત્યે અનહદ પ્રેમ ધરાવો છો તેમજ આપણી કેળવણીથી પછાત પડેલી દાઉદી વોહરા કોમને કેળવણી તરફ લલચાવવા અહોનીશ કોશીશ કરી રહ્યા છો તેની શુભ યાદમાં હું આ "ગુલઝારે-દાઉદી" નામનું પુસ્તક આપને અર્પણ કરૂંછું.

કરાંચી:

લી. આભારી,

"રફીક."

# મુળ લેખકની પ્રસ્તાવના.

ઈસલામના મરમ ગોઠવાએલા પંથ ઉપરની આ નોધ તેઓના વડા ધર્મગુરૂની સત્તા અને વોહરાઓના વિચારો માટે જે કુદરતી ગેરસમજુતી છે તે માટે જરૂરી હતી.

એક પક્ષ આ પથને મુસલમાનની માશ્રાનણ કલબ કે હિન્દુઓની પંચાયત જેવી માને છે અને સૈયદનાને ફક્ત ધર્મ જનુનીઓના આધાર અને કેળવણીના પ્રતિપક્ષકાર લેખે છે.

ઇસલામના મરસ ગોઠવાએલા અને આગળ વધેલા આ પંથ વીષે એમ થઇ શકેજ નહિ.

મી. કેમ્બલની લખેલી નોંધ અપુર્ણ છે. આ નોંધ એથનોગ્રારી સર્વેના વો. ૧૭ પાને ૧૫–૨૩માં લખેલા વોહરા લેખમાં નમુનામાં વધારો કરે છે.

છેવટે દરેક ચેતવણી રૂપે છપાએલી કીતાબોના આધારે તે ખરૂં કમાની શકાય, પણ તે તદન અજાણતાનુ મુખ્ય કારણ છે. જે કીતાબો આ સાથે સબધ ધરાવે છે તે પુરવણી "૧"મા આપેલી છે.

આ મથકના બધારણની કીતાબો અને ઇસ્માઇલીયોની ધાર્મીક કીતાબો છુપી રાખવામાં આવે છે, પણ ઈમામો, જેઓએ સ્વતંત્રતાથી તેઓના છુપા સિદ્ધાંતોનો ઇજીપ્તમાં બોધ આપ્યો હતો; તેઓની પાસે છુપી કીતાબોની સંપુર્ણ પુસ્તકાલયો આફ્રીકા અને ઇજીપ્તના કેટલાક શહેરોમા હતી. જયારથી તે અંગ્રેજોના તાબામાં ગયું છે ત્યારથી હાલ સુધી તે (પુસ્તકો)ને યુરોપની પુસ્તકાલયોમાં સંગ્રહી રાખવામાં આવી છે

આ ટુંક નોધનો હેતુ વોહરા પંથના બધારણનો પુર્ણ ખ્યાલ આપવાનો હોવાથી આશા રાખવામાં આવે છે કે અંગ્રેજી જાણનાર વોહરાઓને લાભ કરતા થઇ પડશે. આ ફકત ટુંક ઇતિહાસ છે અને અંગ્રેજોની નજરે જોતાં આ પંથના સિધ્ધાંતોની ખરી અને પુર્ણ માહીતી આપેલી છે.

આ કીતાબનું નામ "ગુલઝારે–દાઉદી" છે; કેમકે જેઓ ૨૭મા દાઈ સૈયદના દાઉદ બીન કુતુબશાહના મરણ પછી દાઉદી વોહરા તરીકે મશહુર છે, તેઓની હકીકતનો તેમાં સમાવેશ થાય છે.



# "રફીક" તરફથી બે બોલ.

**મા**રા અંગ્રેજીના અલ્પજ્ઞાનથી હું આ "ગુનઝારે-દાઉદી"નો ગુજરાતીમા તરજુમો કરી અને કોમની સેવામા રજુ કરવાની જે હિમ્મત કરી છે તેનો માત્ર હેતુ એજ છે કે ઇજીપ્તના ફાતેમી ખલીફાઓના અંત પછી ફાતેમી દાવતને દુન્યામાં રોશન રાખનાર ફાતેમી દાઇઓની જીંદગી; તેઓની તવારીખ, કારવાઇ, વિચારો અને મકસુદોનો અભ્યાસ કરવાને ગુજરાતી ભાઇઓને સહેલ થઇ પડે

તવારીખનો અભ્યાસ ખરેખર મનુષ્ય જાતીને પોતાના ધર્મનું ખરૂં રૂપ કયું? તે જાણવાને મદદ કરતા થઇ પડે છે, તેજ માટે આ પુસ્તકનો ગુજરાતીમાં તરજુમો કરી અને કોમની સનમુખ મુકયો છે હાલમા વોહરા કોમમા ચાલતા વાતાવરણમા આ પુસ્તકનો અભ્યાસ ઘણોજ કીંમતી થઇ પડશે એમ હુ માનુછુ.

ખાસ કરીને ફાતેમી ઇમામોની દુન્યામાં જ્ઞાન ફેલાવવાની કોશીશ અને જુદી જુદી જાતના સાયન્સ (ઇલ્મ)નો અભ્યાસ દાખલ કરવા; તેમજ નવી નવી શોધખોળને ઉતેજન આપી દુન્યામા ઉલુમ (ઇલ્મ)ને વધારવા અને દેશ પરદેશ, ધર્મ પરધર્મ, તથા જુદા જુદા આચાર વિચારના વિદ્યાર્થીઓને ઉતેજન આપવા મઝહબી (ધાર્મીક) વિરોધને બાજુએ મુકી કેવી રીતે મદદ કરતા? તે આ પુસ્તકના વાંચનથી જણાય આવશે.

વોહરા કોમના જુદા જુદા વર્ગોને સમજાવવામાં સહેલ થઇ પડે તે માટે તેવું રૂપ આપવાને મેં બનતી કોશીશ કરી છે, તેમ છતા મારા વિચારોને ગુજરાતીમા પુરેપુરા સમજાવવાની કોશીશમાં ભુલચુક થઇ હોય તો વાંચક વર્ગ મારા અંગ્રેજીના અધુરા જ્ઞાનને લક્ષમાં રાખી માફી આપશે એવી આશા રાખુછુ.

છેવટમા આશા રાખુછું કે આ તવારીખને વધુ ઉંડાણમાં ઉતરી અને વધારે મોટા પ્રમાણમા બહાર પાડવા કોમમાથી નર વિરલા જલદીથી બહાર પડશે.

આ પુસ્તકનુ ભાષાન્તર કરવામાં તન, મન અને ધનથી જે સગૃહસ્થોએ મદદ કરી છે તેઓનો ઉપકાર સહીત આભાર માનવામાં આવે છે અને તેનો નેક બદલો ખુદાવંદ આપે એવી મારા ખરા અંતઃકરણની દુવા છે.

આ પુસ્તકનું ભાષાન્તર કરવાની મરહુમ મી. મીયાંભાઇ મુલ્લા અબદુલહુશેનના ફરઝંદોએ જે પરવાનગી આપી છે તે માટે તેઓ ભલા અને નેક ફરઝંદોનો માન સહિત ઉપકાર માનવામાં આવે છે.

**નોટ:**—પુરવણી "H"; "J"; "K"; "L"; હાલના વખતમાં વધુ જરૂરી ન જણાવાથી આ સાથે આપેલી નથી.

કરાંચી, (સીટી)
તા. ૧લી મોહરમ હી. સ. ૧૩૪૫.
તા. ૧૧મી જુલાઇ ઇ. સ. ૧૯૨૬.

હું છુ,
કોમની ખીદમત બજાવી જવાની
ઉમેદ રાખનાર,
"રફીક."

# સાંકળીયું.



| વિષય. | | પાનું. |
|---|---|---|
| ૧ | વસ્તી. | ૧ |
| ૨ | તેઓના ધર્મનું મુળ. | ૨ |
| ૩ | તેઓના એકવીસ ઇમામો. | ૩ |
| ૪ | એકવીસ ઇમામોની ટુંક તવારીખ. | ૩ |
| ૫ | ઇસલામનો સોનેરી વખત. | ૫ |
| ૬ | ઇસમાઇલીઓના ભાગલાઓ. | ૧૦ |
| ૭ | હિન્દુસ્થાનમાં ઇસ્મિાઇલી દાવત કે પ્રોપેગાન્ડા. | ૧૧ |
| ૮ | તેઓના દાઇઓ કે સૈયદના. | ૧૪ |
| ૯ | એકાવન દાઇઓના નામ. | ૧૬ |
| ૧૦ | એકાવન દાઇઓની ટુંક તવારીખ. | ૧૮ |
| ૧૧ | વાંધાઓના લીધે તેઓના ભાગલાઓ. | ૧૮ |
| ૧૨ | ઇસ્મિાઇલી શીયાઓના દાઇઓ. | ૨૨ |
| ૧૩ | ધાર્મિક ટેવો, રીવાજો અને વિચારો. | ૨૭ |
| ૧૪ | ઇસમાઇલી છુપા મથકના સાત દરજ્જાઓ. | ૩૦ |
| ૧૫ | છુપી કેળવણી માટે સુરતની કોલેજ કે દરસ. | ૩૨ |
| ૧૬ | કીતાબોની ટીપ. | ૩૫ |
| ૧૭ | તેઓના હાલના દાઇ સૈયદના તાહેર સૈફુદ્દીન (ત. ઉ.) | ૩૭ |
| ૧૮ | જકાતો. | ૪૧ |
| ૧૯ | ક્રીયાઓ અને રીવાજો. | ૪૫ |
| ૨૦ | તેઓનો વેપારીક વહીવટ, વીધી અને વલણો. | ૪૭ |
| ૨૧ | છેવટ. | ૫૩ |
| ૨૨ | પુરવણીઓ...................... | |
| | (૧) ઇખવાનુસ્સફાના વિષયોનું લીસ્ટ. | ૫૫ |
| | (૨) અહેદનામાનો ગુજરાતીમાં તરજુમો. | ૫૭ |
| | (૩) રૂક્કા ચીઠીનો ગુજરાતીમાં તરજુમો. | ૬૪ |
| | (૪) હાલના દાઈ (ધર્મગુરૂ)ની વંશાવળી. | ૬૫ |
| | (૫) ઝુહુરના વખતની કીતાબોનું લીસ્ટ. | ૬૬ |
| | (૬) આ બુકમાં નોંધાએલી કીતાબોનું લીસ્ટ. | ૬૭ |
| | (૭) દાઇ–ઉલ–મુતલકના ગુણો. | ૬૮ |
| | (૮) હીજરી સનનું જાથુક તવારીખ્યું. | ૮૧ |

* બીસમીલ્લાહ હીર્રહમાન નીર રહીમ. *

( શરૂ કરૂં છું હું ખુદાના નામ સાથે જે રહમાન અને રહીમ છે. )




અનુવાદકઃ—"રફીક." (કરાચી.)

## વસ્તી.

**દાઉદી વોહરાઓ** ઇસમાઇલી પંથના શીયા મુસલમાનો, પૈસાદાર, સારી રીતે ગોઠવાએલા અને મુસલમાન વર્ગમાં બહુજ વિખરાય ગએલા છે. તેઓ મુખ્યત્વે કરીને વેપારીઓ હોવાથી અને ઇજીપ્તના ફાતેમી ખલીફાઓ તરફથી ઇસમાઇલી પંથના ઉપદેશકો ( અબદુલ્લાહ અને એહમદ ઇ. સ. ૧૦૬૭ )ના ઉપદેશથી તેઓનો ફેલાવો ગુજરાતમાં હોવાને લીધે તેઓએ તેઓનું નામ ગુજરાતી શબ્દ વેહરૂ ( વેપાર ) ઉપરથી દોરી કાઢયું છે.

તેઓના મંડળના કાયદાઓનું મૂળ અને તેઓની ઉત્પતીનું વર્ણન જાણુવાને ઘણુંજ જરૂરી છે. તેઓ મુખ્યત્વે કરીને નિચેના રહેવાસીઓ છેઃ—

૧. **મુંબઇ ઇલાકોઃ**—અમદાવાદ, ખંબાત, જામનગર, સીધપુર, પાલનપુર, સુરત, મુંબઇ, પૂના, અહમદનગર, નાસીક, રનાલા, આમલનર, ભુસાવલ. જલગામ, ગોધરા, મંદસોર, માંડવી, કચ્છ ભૂજ, કરાંચી; વિગેરે.

૨. **નિઝામના મુલકોઃ**—હૈદ્રાબાદ, નિઝામાબાદ, ગુલબરગા, ઔરંગાબાદ, જલના; વિગેરે.

૩. **મધ્યપ્રાંત અને બિરારઃ**—નાગપુર, અમરાઓટી, બુરહાનપુર, જબલપુર, ખંડવા; વિગેરે.

૪. **મધ્ય હિન્દુસ્થાનઃ**—ભોપાલ, ઉજ્જેન, ઇંદોર, શાહજનપુર, સીરોનજ; વિગેરે.

૫. **રજપુતાનાઃ**—રતલામ, જેયપુર, જોધપુર, ઉદેપુર વગેરે.

૬. **હિન્દુસ્થાનના બીજા ભાગોઃ**—મદ્રાસ, કલકત્તા, સીલોન અને રંગુન.

તેઓ વેપારીઓ તરીકે દુન્યાના બીજા ભાગોમાં નિચેની જગ્યાએ ફેલાએલા છે, પણ તેઓની સ્ત્રીઓને તેઓ માતૃભુમીમાં રાખે છેઃ—

૧. **અરબસ્થાનઃ**—એડન, યમન, હીજાઝ, મસકટ, અને મેસોપોટેમ્યા.

૨. **આફ્રીકાઃ**—ફેરો, પુર્વ અને પશ્ચિમ આફ્રીકા અને મુમ્બાસા

૩. એશીયા:—સીલોન, રંગુન, ચીનમાં બ્રિટીશ બંદરે અને ધીઆસ્ચીપોલીગો.

૪. યુરોપ:—લંડન.

૫. હિન્દુસ્થાન:—હિન્દુસ્થાનના જુદા જુદા દરેક પ્રાંતોમાં.

હિન્દુસ્થાનની છેલ્લી ગણત્રી પ્રમાણે વોહરાઓની વસ્તી ફક્ત બે લાખની હતી, પણ આ આંકડો ચોક્કસ ગણાય નહિ; કેમકે ઘણા વોહરાઓ તેઓ પોતાને શીયા તરીકે ફરી ગએલા માને છે અને મોટો ભાગ ગુચવણમાં તેઓ પોતાને સુન્ની વોહરાઓ સાથે લેખે છે. ખરી ગણત્રી સુરતમાં વડા મુલ્લાંજીની જકાત પત્રીકામાં છે તે માથા વેરો દર વર્ષે રમઝાન (રોઝા) મહિનામાં વડા મુલ્લાંજીના નાયબો તરફથી દર માણસ અને બયરાંઓ દીઠ ૪ (ચાર) આના લેખે ઉઘરાવવામાં આવે છે. નાના બાળકો અને ગર્ભસ્થાનમાં રહેલાં બાળકોને પણ બાદ કરવામાં આવતા નથી. દુર દેશમાં રહેનારા વોહરાઓ ધાર્મિક ફરજ સમજી માથા વેરો ભરે છે. વડા મુલ્લાંજીનુ આ પત્રક જાહેર તપાસ માટે ખુલ્લું નથી, પણ પત્રક પ્રમાણે વસ્તી સુન્ની વોહરાઓ અને મતભેદીઓ સીવાય આસરે બે લાખની હોય એમ માનવામાં આવે છે.*

## તેઓના ધર્મનું મુળ.

મુસલમાનો વચ્ચે દાઉદી વોહરાઓનો દરજ્જો શીયા, ઇસમાઇલી અને મુસ્તા અલવીનો છે. બીજા શીયાઓની માફક, જેમ ઇતિહાસ કર્તાઓને જાણ છે તે મુજબ, તેઓ પેગમ્બરના જમાઇ અલી ઇબ્ને અબુતાલીબ (સ. અ.) ને પાવત્ર અને હકદાર વારસ અથવા પેગમ્બરના વસી તરીકે ગણે છે, અને કહે છે કે પહેલા ત્રણ ખલીફાઓ રાજ્ય પચાવી પાડનાર હતા. બીજા શીયાઓની માફક વોહરાઓ અલી (સ. અ.) માટે તેઓની પુજ્યતામાં અને અલી અને ફાતેમા (મહમદની દીકરી) ની નસલના ઇમામોની કબુલાતમાં મળતા આવે છે. આ ઇમામોને અલી જેવા, ખુદાના ચુંટાએલા પ્રતિનીધી, ઉંચ ગુણની બક્ષેશવાળા અને ખુદા તરફથી મુકરર થએલા સરદારો, જેઓની વિશ્વાસપાત્ર વફાદારીના હકો સીધા સ્વર્ગમાંથી મળેલા હોય છે, પણ કોઇ ચુંટણી અથવા ઇજમુલ ઉમ્મત હોતી નથી, એમ માને છે. ઇસમાઇલી વોહરાઓ ખુદાઇ હકોના કાયદાને ટેકો આપનાર વર્ણવે છે તેમ ઉલટી રીતે પ્રજાકીય ચુંટણીના મુખ્ય વર્ણવે છે. આ નોધમાં મારો હેતુ શા માટે આ પંથ હિન્દુસ્થાનમા સરસ રીતે ગોઠવાએલા શીયા છે અને તેઓ પોતાને ઇસમાઇલી મુસ્તા અલવી અને દાઉદી કહેવડાવે છે તે દેખાડવાનું છે.

---

| | | | |
|---|---|---|---|
| *મુંબઇ ઇલાકો | ૧,૩૦,૦૦૦ | રજપુતાના | ૧૦,૦૦૦ |
| મધ્ય હિન્દુસ્થાન | ૩૫,૦૦૦ | નિઝામના મુલકો | ૫,૦૦૦ |
| મધ્ય પ્રાંત | ૫,૦૦૦ | હિન્દુસ્થાનના બીજા ભાગોમાં બર્મા, સીલોન વિગેરે | ૧૫,૦૦૦ |
| | | | ૨,૦૦,૦૦૦ |

મુંબઇ ઇલાકાનો આંકડો છેલ્લી ગણત્રી પ્રમાણે છે, અને બીજા ભાગો માટે આંકડાઓ ગણત્રી ઉપર આધાર રાખે છે, પણ તે ખરા નથી.

તેઓ અલી ( સ. અ. ) પછી નિચેના એકવીસ પાક ઈમામો, જેઓ અલીની જગ્યો મેળવવા ખુદાઇ હકોના કાયદા પ્રમાણે ફતેહમંદ થયા હતા, તેઓને માને છે.

## તેઓના એકવીસ ઇમામો.

૧. મોલાના હસન ઇબને અલી ( સ. અ )* ( હી. સ. ૪૧–૪૯. ) } પેગમ્બરના પૌત્ર
૨. ,, હુશેન ઇબને અલી ( સ. અ. ) ( હી. સ. ૪૯–૬૦ ) } ( નવાસા )
૩. ,, અલી ઝેનુલ આબેદીન ઇબને હુશેન ( સ. અ. ) ( હી. સ. ૬૦–૯૪. )
૪. ,, મહમદુલ બાકીર ઇબને અલી ઝેનુલ આબેદીન (સ. અ.) (હી. સ. ૯૪–૧૧૨.)
૫. ,, જાફરસ્સાદીક ઇબને મહમદુલ બાકીર (સ. અ.) (હી. સ. ૧૧૨–૧૪૮.)
૬. ,, ઇસમાઇલુલ વફી ઇબને જાફરસ્સાદીક (સ. અ.) (હી. સ. ૧૪૮–૧૪૯.)
૭. ,, મહમદુલ મખતુમ ઇબને ઇસમાઇલુલ વફી (સ. અ.) (હી. સ.૧૪૯–૧૯૫.)
૮. ,, અબદુલ્લા હીરરાઝી ઇબને મહમદ (સ. અ.) (હી. સ. ૧૯૫–૨૨૫.) } છાની અને
૯. ,, એહમદુલ વફી ઇબને અબદુલ્લાહ (સ. અ.) (હી. સ. ૨૨૫–૨૪૦.) } છુપી જીંદ-
૧૦. ,, હુશેનુન્તકી ઇબને એહમદ (સ. અ ) (હી. સ. ૨૪૦–૨૯૦). } ગી પસાર કરી હતી.
૧૧. ,, અબદુલ્લાહીલ મેંહદી ઇબને હુશેન (સ. અ ) (હી. સ. ૨૯૦–૩૨૨.)+
૧૨. ,, મહમદ અલ કાયમ ઇબને અબદુલ્લાહ (સ. અ.) (હી. સ. ૩૨૨–૩૩૪.)
૧૩. ,, ઇસમાઇલુલ મનસુર ઇબને મહમદ (સ. અ.) (હી. સ. ૩૩૪–૩૪૧.)
૧૪. ,, મોઅયદ અલ મોઇઝ ઇબને ઇસમાઇલ (સ. અ.) (હી. સ. ૩૪૧–૩૬૫.)
૧૫. ,, નિઝાર અનીલ અઝીઝ ઇબને મોઅયદ (સ. અ.) (હી. સ. ૩૬૫–૩૮૬)
૧૬. ,, મનસુર અલ હાકીમ ઇબને નિઝાર (સ. અ.) હી. સ. ૩૮૬–૪૧૧.)
૧૭. ,, અલી અઝમાહીર ઇબને મનસુર (સ. અ ) (હી. સ. ૪૧૧–૪૨૭).
૧૮. ,, મોઅયદઅલ મુસ્તનસીર ઇબને અલી (સ. અ.) (હી. સ ૪૨૭–૪૮૭.)
૧૯. ,, એહમદુલ મુસ્તાઅલી ઇબને મોઅયદ (સ. સ.) (હી. સ. ૪૮૭–૪૯૫.)
૨૦. ,, મનસુર અલ આમીર ઇબને એહમદ (સ. અ.) (હી. સ. ૪૯૫–૫૨૪.)
૨૧. ,, અબુલ કાસીમ અતનૈયબ (સ. અ.) (હી સ. ૫૨૪–૫૨૬.)

૧૧મા થી ૨૧મા ઇમામો ઇજીપ્તના ખલીફા કીંવા પ્રજાસતાક રાજ્યના હાકેમો હતા, વોહરાઓ માને છે કે ૨૧મા ઇમામ અતનૈયબ તેના નિમકહરામ કારભારી અબદુલ મજીદ, જેણે ઇજીપ્તનો રાજ્ય કારોબાર પચાવી પાડયો હતો, તેની સતાવણીના લીધે છુપા થયા. આ કારભારી, જે અબદુલ મજીદ મેમુન-અલ-હાફીઝ લે દિનીલ્લાહના નામથી ઓળખાતો હતો, તેને હી. સ. ૫૨૬ થી ૫૪૪ સુધી રાજ્ય કર્યું. ૨૦મા ઇમામ આમીરબીલ્લાહનું નિઝારીયા બંદખોરોએ કેરોમાં ખુન કર્યું ત્યારે તેને ઇમામ અતનૈયબને બે વરસના ઇજીપ્તના ખલીફા અને ઇમામ તરીકે અબદુલ મજીદ, જેને આ કારણ માટે અલ-હાફીઝ લેદિનીલ્લાહ

* (સ. અ.) એટલે "સલવાતુલ્લાહે અલેહે" યાને "તેની ઉપર ખુદાની શાંન્તી હોજો."

+ હી. સ. ૨૯૦ થી ૨૯૭ સુધી છુપા રહ્યા હતા.

(ખુદાના દાનને બચાવનાર) નો ઇલ્કાબ આપ્યો હતો, તેની રખેવાળી નિચે તેના નિમેલા ખરા હકદાર વારસ નિમી ગયા. ત્યાર પછી હાફીઝ નિમકહરામ બન્યો, અને ઇમામ તૈયબના સગા વહાલાઓએ સગીર ઇમામને ફેરોમાથી છુપી જગ્યે તેના બચાવ માટે અલ આમીરના કોઇક નજદીકના દાઇ પાસે લઇ ગયા જ્યા ઇમામ તૈયબ મેંહદીઅીલ્લાહ ૧૧માં ઇમામના ત્રણ ત્રણ બાપદાદાઓના જેમ છુપી જીંદગી ગુજરવા લાગ્યા. તેના છુપા દાઇઓ તેની પવિત્ર નામથી યમનમા ઉપદેશ કરવા લાગ્યા, ત્યાર પછી હિન્દુસ્થાનમા થયા, જેનું વર્ણન હવે પછી કરવામાં આવશે. વોહરાઓ માને છે કે જેવી રીતે ૬ઠા ઈમામથી ૧૦મા ઇમામે છુપી જીંદગી ગુજારી હતી અને તેઓના વારસની નેમણુંક ચાલુ હતી, અને તેઓ છુપા અને છાના હતા તો પણ હમેશાં તેઓના દાઇઓ સાથે સંબંધ હતો તેવી રીતે ઇમામ તૈયબ પણ તેના વારસને મુકી મરણ પામ્યાં છે. તેઓ માને છે કે ૨૧મા ઇમામ મોલાના અત તૈયબ (સ. અ.), જેઓ હી. સ. ૫૨૬માં આસરે ૮૧૮ વરસે અગાઉ ગાએબ (છુપા) થયા છે, તેઓની જગ્યે એક બાદ બીજા નસના કાયદા પ્રમાણે ચુટાએલા તથા ખુદાઇ નેમણુંકના કાયદા પ્રમાણે તેના ખરા હકદાર વારસ મુકી ગયા છે, અને આખી મુસલીમ દુનિયામાં જ્યા ઇસમાઇલી ધર્મ ફેલાએલો છે ત્યાં આ ઇમામોનો દાઇ સાથે સંબંધ છે. તેઓ હજુ પણ માને છે કે મોલાના ઇમામ તૈયબ (સ. અ.) ના એક હકદાર વારસ કોઇક જગ્યોમા છુપી રીતે ઇમાનેના લોકોને રાહેરાસ્ત બનાવી રહ્યા છે અને તેનો હિન્દુ-સ્થાનના તેના દાઇ સાથે સંબધ છે. દરરોજ સવાર, બપોર અને સાજની નીમાઝ વખતે વોહરાઓ પેગમ્બર; તેના વસી મોલાના અલી; તેની દીકરી મોલાતના ફાતેમા (સ. અ.) અને ૨૧ ઇમામો,' જેઓના નામો ઉપર નોધવામાં આવ્યા છે, તેઓની આજીઝીથી ખુદાઇ મદદ ચાહે છે. એક દીવસમા બધા ૨૪ નામો નમાઝમાં ૪-કે-૫ વખત બોલવામાં આવે છે. જુઓ નમાઝના બયાનમાં "તકર-રબ" સહીફતુસ્સલાતના પાને ૩૭. ( જુઓ પુરવણી '૬'-૧૦.) મોલાના ઈમામ તૈયબ ( સ. અ. )ના ગાએબ વારસ દુન્યાના કોઇ પણ ભાગમાં રહે છે એમ માનવામા આવે છે અને દાઇનો તેની સાથે સંબધ છે અને તે (દાઇ) તે (ઇમામ)ના માટે વોહરાઓ પાસેથી વફાદારીના સોગંદ (મીશાક) લે છે. દરેક વોહરા બાળક ઉમરે આવતાં તેનો મીશાક લેવામાં આવે છે, જે એહદુલ અવલીયાહ (જુઓ પુરવણી "૨")ના નામથી મશહુર છે. આ વિષેના વધુ બયાન માટે અને બીજી જરૂરી બાબત માટે વાંચનારને ડી-સાસીની એકસપોસો વોલ્યુમ ૧ પાને ૧૩૫-૧૪૩ જોવાની ભલામણ કરવામાં આવે છે. આ ડચ ગ્રંથકારોએ ઇજીપ્તના ફાતેમી ખલીફાઓના વખતનુ દરેક બાબતનું વર્ણન આપેલું છે અને ઇજીપ્ત, આફ્રીકા અને ઇરાનમાં ઇસમાઇલી સીયાઓની ધાર્મિક કેળવણીનું બયાન જેટલું વોહરાઓ પોતાના પ્રમાણમાં જાણે છે તેથી પણ વધુ અને પુરેપુરૂં બયાન તેઓ આપે છે. મોલાના ઇમામ તૈયબ (સ. અ.)ના છુપી જવા પછી ખીલાફતનો આત્મીક ગુણ નાશ પામ્યો અને અબદુલ મજીદના વારસોએ ફકત ૨૧ વરસ રાજ્ય કર્યું. તે પછી સીરીયાના નુરૂદદીન અતાબીકએ (ઇ સ. ૧૧૪૬-૧૧૭૩) ફાતેમી વંશ ઉપર સલાઉદદીન તર્ક માટે જીત મેળવી. ધર્મચુસ્ત વોહરાઓ અને વોહરા ધર્મગુરૂઓ ઇજીપ્ત ( મીસર )ના ખલી-ફાઓના શાહી ઠાઠની અવગણના કરે છે. તેઓ માને છે કે ઇમામો મહાન પેગમ્બરના પાક હકદારો હતા. તેઓ દુન્યાની સત્તા માટે આશા રાખતા નહિ પણ જયારે તેઓ

સંસારીક સત્તા હાથે ધરતાં ત્યારે જેઓ તે [સત્તા]ને નઠારી રીતે વાપરતાં તેને પુરી સજા કરતા અને મુસલીમ દુન્યાને દેખાડતા કે સારી સરકાર ઇસલામના કાયદાઓની ક્રીયાઓને મજબુત રીતે બચાવે છે. ઉપરના દશ ઇજીપ્તના ફાતેમી ખલીફાઓએ આ ખરીરીતે કરીને દુન્યાને બતાવી આપ્યું છે. અને આ દશ ફાતેમી ખલીફાઓના ઇતિહાસ બાબત વિગતવાર બયાન થોડાક અંગ્રેજ ગ્રંથકારોની ચોપડીમાંથી મલી સકશે. હું ફક્ત નિચેના ઉતારાઓ ઉપરથી બતાવવા માગું છું કે તે રાજયનો ભાગ, જે મતને ટેકો આપનાર છે, તેના તેઓ પાક રૂહાની તેમજ અંધકારના વખતમાં સંસારીક હાકેમો હતા. (હી. સ. ૨૯૫–૫૨૬ તથા ઇ. સ. ૯૨૩–૧૧૪૬) તેઓના લક્ષણોનો મુદ્દો નિચેના મુદ્રાલેખમાં આવી જાય છે.

"સત્ય સદા વિજયી થશે,
પ્રકાશ આવ્યે અંધકાર ઓસરશે."

---

# ઇસલામનો સોનેરી વખત.

## પાક ઇમામોની સરસ રાજ્યનિતીની નોંધ:—

જ્યારે મામુન, સાતમો અબ્બાસી ખલીફો, (હી. સ. ૧૬૭–૨૧૮) તેના દરબારીઓથી આડે રસ્તે પડયો હતો ત્યારે ૯મા ઇમામ એહમદ બીન અબદુલ્લાહ (સ. અ.) એ તેના દાઇઓ, જેઓ ઇરાન, સીરીયા, અને અરબસ્થાનમાં ફેલાએલા હતા, તેઓ મારફત લોક ઉપયોગી રીતે લખેલા ઇખવાનુસ્સફાના બાવન રીસાલાઓ બગદાદની મસજીદોમાં નામ રહીત રખાવ્યા. આ રીસાલાઓ વિજ્ઞાન અને તત્વજ્ઞાનના ચક્રો જેવા હતા અને તે સમયમાં પ્રચલીન વિજ્ઞાન અને તત્વજ્ઞાનના સિદ્ધાંતોને ઇસલામની માન્યતાઓ સાથે બધબેસ્તા હતા. આ રીસાલાઓનો તરજુમો થોડીક ભાષાઓમાં થયો છે, અને અંગ્રેજ તથા જર્મન લેખકોથી તેના ઉપર ટીકા થએલી છે.

મામુને પોતે ખ્યાલથી સમાધાન કર્યું હતું કે તે અને તેના બાપદાદાઓ અલીની નસલનું ખુન કરી જડમુળથી ઉખેડી નાખનાર હતા, તેથી પેગમ્બરના કુટુંબના આત્મિક સરદાર હસ્તીમાં હતો નહિ, જે તેના હકદાર તરીકે દેખાઇ આવે. એમ કહેવામાં આવે છે કે આ છુપા રીસાલાઓએ તેને ખાતરી કરી આપી કે ઇમામ જીવતા હતા. (જુઓ પુરવણી "૧" મોસમે બહાર જીલદ ૩જી પાને ૩૦૩.)

(ખ) ત્યાર પછી દસ ઇમામો જાહેર થયા અને ખુદાઇ હાકેમ તરીકે ઇજીપ્તમાં હી. સ. ૨૯૭ થી ૫૨૬ યાને આસરે ૨૨૯ વરસ સુધી રાજ કર્યું.

અંગ્રેજ ગ્રંથકારોએ ફાતેમીઓ, જેઓનું ન્યાયી અને લાભકારીક રાજ્ય જગજાહેર હતું, તેઓને ખુદાઇ હાકમ તરીકે વર્ણવેલા છે. તે રાજયના વખતને આબાદ, ભપકાદાર

અને આનંદના વખત જેવો વર્ણવેલો છે, જેવો પશ્ચિમ કદીપણ ભોગવશે નહિ. (ડાકટર બ્રાઉન કૃત "લીટરરી હીસ્ટરી ઓફ પર્સીયા." પાને ૩૯૪)

તેજ ગ્રંથકર્તા આ રાજ્યને અબ્બાસીઓના રાજ્ય સાથે સરખાવતાં નિચે પ્રમાણે અલફખરીના શબ્દોમાં કહે છે. "જાણો," તે મોહિતી ઇતિહાસ કર્તા અલફખરી કહે છે. "કે અબ્બાસી વંશ દગલબાઝ, કપટી અને અવિશ્વાસુ વંશ હતો જેમાં જોર અને શકિત કરતાં કપટ અને કાવતરૂં વધારે રમાતું હતું." (ડા. બ્રાઉનની "લી. હી. ઓફ. પ." પાને ૨૯૨.)

(ગ) કેરોમાં ફાતેમી ખલીફાઓના રાજ્ય નિચે ઘણા વટલાવવાના રસ્તાઓ મારફત તેના છુપા મથકમાં તેની કેટલીક છુપી ક્રિયાઓ સાથે ઇસમાઇલી ધાર્મિક રીવાજો પાકા અને પુરા થતા હતા. [I. L. રીપોર્ટ ઓગ્એ વાં. ૧૨મું. પાને ૩૩૭.]

(ઘ) પ્રખ્યાત અંગ્રેજ ગ્રંથકારોના નિચેના ઉતારાઓ ઇજીપ્ત, ગીરીયા અને ઉત્તર આફ્રીકામાં આ ફાતેમી ઇમામોથી ઇલ્મ, તત્વજ્ઞાન અને સાહિત્યની સ્થિતીમા વધારો થએલો બતાવે છે. તેઓની પુસ્તકાલયો બાબત એમ કહેવામાં આવે છે કે દુન્યાના જુદા જુદા ભાગોમાંથી કેરાની પુસ્તકાલય માટે બધી અગત્યની કીતાબો જબરી કીમતે ખરીદવામાં આવતી હતી.

આમ કેટલીક વખત ઘણી મોટી સંખ્યામાં સંગ્રહ થતો, આ પ્રમાણે કેરોની ફાતેમી પુસ્તકાલયમાં ૧,૦૦,૦૦,૦૦૦ [એક કરોડ] રસીક ઉતારો કાઢેલી ગ્રંથોનો સમાવેશ થતો હતો. એમાં ફકત ૬૫૦૦ [છ હજાર પાંચસો] હસ્ત લેખીત ગ્રથો જ્યોતિષશાસ્ત્ર અને વૈદાકશાસ્ત્ર ઉપર હતી. પુસ્તકાલયના કાયદાઓ કેરોમાં રહેતા વિદ્યાર્થીઓને કીતાબો બહાર લઇ જવાને છુટ આપતાં હતા.

વળી તેમા બે પૃથ્વીના આકારના ગોળાનો સમાવેશ થતો હતો. તેમાંનો એક નક્કર ચાંદીનો અને એક પિતળનાં હતા. પહેલાની કીમત ૩૯૯ સોનાના સીક્કા જેટલી હતી ત્યારે બીજા વિશે કહેવાતુ હતું કે ટોલ્મીએ બનાવેલો હતો. અસલ કામો માટે અને કાલેજોની સત્તા બાબતના વિષયો ઉપર ગ્રંથો લખવાને તેઓના વિદ્વાનોને પુછવાનો રીવાજ હતો તે ઉપરાંત દરેક વિષયો ઉપર કીતાબો હતી. જેમકે; ઇતિહાસ, કાયદાશાસ્ત્ર, રાજ્યશાસ્ત્ર, તત્વજ્ઞાન, ફકત પ્રખ્યાત માણસોના જીવન વૃતાંતો નહિ પણ વખણાએલા ઘોડાઓ અને ઊંટોના જીવન વૃતાંતો હતા. જો કે ખુદાઇ ઇલ્મની કીતાબો છાપવા માટે રજાની× જરૂર હતી તો પણ તે વીના વગર પ્રસિદ્ધ થતાં હતાં. સુચના ઉપર પુસ્તકો (Books of reference); ભુગોળ વિદ્યા, નૈતિક વિદ્યા, વૈદીક વિદ્યા, ઇતિહાસીક, સારસંગ્રહ તથા તેઓની ટીકાઓ બહુ હતી. જુની વિદ્યા બહુજ ફેલાએલી હતી અને નવી વિદ્યાને હસ્તીમાં લાવ્યા હતા. હિન્દુસ્થાનનું અંકગણીત દાખલ કર્યું હતું. અક્ષર ગણીત તથા અંક ગણીતે, ગણત્રીની રીત, અચોકસ જથ્થો, તથા ચોકસ સંબંધ કે જે બધી જાતોના જથ્થાઓ વચ્ચે હસ્તી

× હિન્દુસ્થાનની દાવત વખતે આ રજાનાં રીવાજ રીતસર અને ઠીક હતો અને જુલમી હિન્દુ અને મુસલમાન રાજ્ય નીચે આપ બચાવ માટે સારો હતો. (જુઓ પારા ૧૫.)

ધરાવે છે અને અંકગણીત તથા રેખાગણીતની જે ડીઓફેન્ટસ રીત મુકી ગયો હતો તેને ખીલવેલી હતી તેઓએ ત્રીકોણમીતીના જે અગાઉ ચિન્હો વાપરતા હતા, તેને બદલી નવું રૂપ આપેલું હતું. તેઓએ આ વિષયને સંપુર્ણતાએ પોંહચાડયું હતું.

ખગોળ વિદ્યામાં તેઓએ ફક્ત સુચિપત્ર બનાવ્યા હતા નહિ પણ તેઓએ આકાશમાં દેખાતા ગૃહોના નકશાઓ, તેઓની મોટી લંબાઇઓ અને અરબી નામો આપેલા હતા, જેઓ હજુ પણ આપણી ખગોળ પૃથ્વી સાથે સંબંધ રાખે છે. તેઓએ તેની સપાટી ઉપરથી ડીગ્રીના માપથી પૃથ્વીનું કદ નક્કી કર્યું હતું, ગ્રહણોના ખરા કારણનો ફેસલો કર્યો હતો, સુર્ય અને ચંદ્રના સુધારેલા કોઠા પ્રસિદ્ધ કર્યા હતા, વર્ષની લંબાઇ મુકરર કરેલી હતી, વિષુવના દબાણને ખરીરીતે સાબીત કર્યું હતુ કે જે આપણે જોઇ રહ્યા છીએ. "ધી સાયન્સ ઓફ ધી સ્ટાર" (ગૃહોની વિદ્યા) વિષેના અલબતીગનીયસના ગ્રંથોને માન સાથે લાપલાસએ વાંચેલા હતા. તેને ઇબને જુનીવસ કે જે ઇજીપ્તના ખલીફા (૧૬મા ઇમામ) હાકીમનો ખગોળશાસ્ત્રી હતો, તેના જરૂર ભાગ તરફ ધ્યાન ખેંચ્યું હતું. અલમનસુર (૧૩મા ઇમામ ઇ. સ. ૧૦૦૦.) ના વખતથી ગૃહણો, વિષુવો, સુર્યની દીશાઓ, ગૃહોના સંબંધો, ગૃહોના સંયોગોના વિચારો ચાલુ રહ્યા હતા—જે વિચારોએ દુન્યાના રીવાજના મોટા તફાવત ઉપર ખુબ અજવાળુ ફેંકયું છે. અરબ ખગોળશાસ્ત્રીઓએ ખગોળશાસ્ત્રના હથીયારોની પરીપુર્ણતા અને યોજના તરફ; સુર્યના તડકા મારફત, અસંખ્ય જાતોની ઘડીઆળોથી વખત જોવાની કળા, યંત્રો તથા લોલક યંત્રોની શોધ માટે તેઓએ પોતાની જીંદગી પર્યંત કામ કર્યું હતું. આ બાબત અને ઘડીઆળોના ઉપયોગ દાખલ કરવાને તેઓ પહેલાજ હતા.

પ્રયોગ વિદ્યામાં તેઓએ રસાયનશાસ્ત્રને ઉત્પન કર્યું હતું. તેઓએ તેમાંતી કેટલીક ઘણી જરૂરી ચીજો—સલફુરીક એસીડ, નાઇટ્રીક એસીડને શોધી કાઢયું હતું. તેઓ પહેલાજ જુદી જુદી જાતના રસાયનના ગ્રંથો તથા દવાખાનાની શરૂઆત કરનાર અને તેમાં ધાતુની મેળવણીનો સમાવેશ કરનાર હોવાથી તે વિદ્યાને વૈદીક પ્રયોગોમાં લાગુ પાડી હતી. યંત્ર વિદ્યામાં તેઓએ પડતા શરીરોના કાયદાઓનો ફેંસલો કર્યો હતો. ગુરૂત્વાકર્ષણ અને યંત્ર બળના સિદ્ધાંતોથી તેઓ અજ્ઞાન નહતા. સ્થિતી વિદ્યામાં તેઓએ શરીરના નિયમીત આકર્ષણના કોઠાને પહેલો રચેલો હતો. શરીરને પાણીમાં તરવાના અને ડુબવાના કાયદાઓ ઉપર ગ્રંથો લખ્યા હતા. દર્શન વિદ્યામાં તેઓએ ગ્રીકના ખોટા તર્કને સુધાર્યો હતો જે "આંખ તરફથી કીરણ પસાર થઇ અને દેખાતી ચીજને વળગે છે." તેને બદલે "કીરણ ચીજમાંથી આંખ તરફ પસાર થાય છે." એમ સાબીત કર્યું હતું. તેઓએ રોશનીના આડા અને ત્રાંસા કીરણોના દેખાવને જાણેલાં હતાં. અલહઝન એ હવામાંથી રોશનીના કીરણોના વાંકા રસ્તાની મોટી શોધ કરી હતી, અને સાબીત કર્યું હતું કે આપને સુર્ય અને ચંદ્રને ઉગ્યા પહેલા અને આથમ્યા પછી જોઇ શકીએ છીએ.

આ ઇલ્મીક ઝંડપનું પરિણામ તે મહાન સુધારા, જેને ઘણા ઉપયોગી મથકોમાં જગ્યા લીધી છે, તેમાં ખુલ્લી રીતે માલુમ પડી આવે છે. ખેતીવાડી, તે જમીનને પાણી પાવવાની સરસ રીતોમાં, સુધારાની ચઢતીમાં, પ્રાણીઓની યોજનામાં, જંગલી કાયદાઓના બદલે

વિચારવંત કાયદાઓના સંગ્રહ અને બંધારણમાં, તેમજ ચોખાની ખેતી, ખાંડ અને કોફીના પ્રવેશમાં દેખાડે છે. કારખાનાવાળાઓ, તે રેશમ, રૂ અને ઉનના હુન્નરો બહુ ફેલાવવામાં, ખાણો, મટોડીઓ અને જુદી જુદી જાતની ધાતુઓની ક્રિયાઓમાં અને ટાલેડો ચપ્પુ બનાવવામાં દેખાડે છે. સાહિત્યના અલંકારી ગ્રન્થોમાં તેઓએ આનંદ લીધેલો હતો. તેઓ પાસે તેવા વિષયના વખાણવા લાયક નિબંધો હતા. જેમકે; માનસીક મોટાઇની અસ્થીરતા, અધર્મનું ફળ, કીસ્મતની ફેરબદલી, દુન્યાનું મુળ, તેની હસ્તી અને અંત વિગેરે. આપણા જમાનામાંઆપણે પોતેજ ઉપસ્થિત કરેલા નવા વિચારો જ્યારે આપણે આ જુના ગ્રંથોમાંથી મળી આવે છે ત્યારે સહેજ અચંબો થઇ અને આપણી કહેવાતી મોટાઇ મોળી પડે છે. આમ આપણી ખીલાવેલી અને ફસેલી કેળવણી તેઓની નિશાળોમાં અપાતી હતી. આપણે હાલમા જે ધાતુની વસ્તુઓ તથા જડ વસ્તુઓનો વધારો કરવાને જે ગોઠવણ કરીએ છીએ તેના કરતા ખરેખર વધારે તેઓએ ઉપાડી લીધું હતું.

**(ચ)** ફાતેમી ખલીફાઓના વખતમાં અથવા આસરે ૨૩૦ વરસના આખા ઇજીપ્તના ઇમામી રાજ્યમા અરબી કેળવણી ક્રમવાર અને કાયદેસર એવા રીતે આપવામાં આવતી કે ઇજીપ્તની જંગલી પ્રજાએ તેને સાધારણ ભાષામાં ફેરવી નાખી હતી, અને હાલમા ઇજીપ્તમાં દરેક ખેડુતોની માતૃભાષા અરબી છે. ઇજીપ્તના કોઇપણ બળવાન રાજાઓએ દેશની ભાષાને આમ પુરેપુરી ફેરવી શકયા નહોતા અને આ ખુલ્લી રીતે ખુદાઇ ઇમામોનું રાજ્ય હોવાનુ સાબીત કરે છે. (જુઓ નંબર ૪–૧૪ પુરવણી "ક").

**(છ)** સૈયદ અમીરઅલી તેની "સ્પીરીટ ઓફ ઇસલામ" મા આ આત્મિક રાજ્યકર્તાઓને સંબોધીને નિચે પ્રમાણે લખે છેઃ—

"ઇજીપ્તનુ કેરો શહેર ફાતેમીઓ નિચે વિજ્ઞાનીઓ અને બુદ્ધિ વિષયોનું મથક થઇ પડયું હતું...દુનિયાના ઇતિહાસમાં પહેલી વખત ધર્મગુરૂપરાયણ અને એક હથુ સત્તાએ તત્વજ્ઞાન સાથે મિત્રાચારી બાંધી એટલુંજ નહિ પણ જ્ઞાન અને વિજ્ઞાનને આગળ લાવવા અને ખિલવવા પોતાથી બનતું કર્યું. સામ્રાજ્યનું પ્રત્યેક શહેર કળાકોશલ્ય અને વિજ્ઞાનમાં એક બીજાની સરસાઈ કરતું. યુરોપના દુરના ભાગોમાથી ઇસાઇઓ પણ કોલેજમાં શીખવાને આવતા. અલમોઇઝ (સ. અ.) અને તેના પહેલા ત્રણ હાકેમો (૧૪–૧૫–૧૬મા ઇમામો) ના રાજ્યના વખતમા ઇમામોના ખાસ પ્યારવંત આશરા હેઠળ હુન્નરો અને વિદ્યાઓ પથરાએલી હતી. મીસરમાં અલમોઇઝ સ્થાપીત મહા વિદ્યાલય (વિજ્ઞાનશાળા) દારૂલહીકમતના અભ્યાસીઓએ બેકન અગાઉ Bacon's ideal with a fact. (બેકનસ આઇડીઅલ વીથ એ ફેકટ) ઉપર વિચાર અને ચર્ચા ચલાવી હતી ........"

**(જ)** ૧૪મા ઇમામ મોલાના માઇઝ બીલ્લાહ. (ઇ. સ. ૯૨૫-૯૭૫ હી. સ ૩૪૧–૩૬૫) ડો. બ્રાઉન આ ઇમામને સંબોધીને નિચે પ્રમાણે લખે છે :—

"ફાતેમી રાજ્યમાં જો કે બળાત્કારના કામો (તે કાળમાં સહેજ એવા) કોઇક વખત થતા જ્યાં તે ઉદાર અને ન્યાયી હતા અને કેળવણી ઉત્તેજક હતા." ગુયાર્ડ લખે છેઃ—

"(ઇસમાઇલી) સીદ્ધાંતો કેરોની યુનીવરસીટીઓમાં જાહેરી શીખડાવવામાં આવતા અને ટોળે ટોળા બહુ પ્રખ્યાત પામેલા વિદ્વાનોના ભાષણો સાંભળવાને ભેગા થતા હતા. ઇસમાઇલી **પંથનો એ ખાસ કાયદો હતો કે માણસને દલીલ અને મીઠાશથી વટલાવવા જોઇએ.** બીજા ધર્મો તરફ અત્યંત ઉદારતા અને મહેરબાનગી બતાવવામાં આવતી. મોઇઝ બીલ્લાહએ તેના રાજ્યના વિદ્વાનો સાથે ખુલ્લીરીતે વાદ વીવાદ કરવાની ઇસાઇઓને છુટ આપી હતી. તે અગાઉ બીજા મતપંથીઓ તરફ આટલી ઉદારતા કદી બતાવવામાં આવી નહોતી. સીરીવસ, જે ઉસુમનાયનનો પ્રખ્યાત ધર્મરક્ષક હતો, તેને આ છુટને કામમાં લીધી હતી. મોઇઝે પોતાના ખજાનાના ફંડમાંથી ફસ્ટતમાં પાયમાલ થએલા સેન્ટ મરક્યુરસના દેવળને પાછુ બંધાવી આપ્યું હતું, જ્યાં ઇસાઇઓને અગાઉ કદી પણ પાછા આવવાની રજા મલી હતી નહિ. આ અટકાવવાને કેટલાક ગાંડા મુસલમાનોએ કોશીશ કીધી. જે દીવસે પાયો ખોદવામાં આવ્યો તે દીવસે એક શેખ ખોદેલા પાયાની અંદર જઇ સોગંદ ખાધા કે પાછુ દેવળ બાંધવા દેવા કરતા તે મરવાને પસંદ કરે છે. મોઇઝને શું થઇ રહ્યું હતું તેના વિષે ચેતવવામાં આવ્યો હતો, છતા ફક્ત તેની જીંદગી પેટ્રીઆર્ચ ઇફ્રેમના દાખલાથી બચાવવા આ માણસને પથ્થર નિચે દાબી દેવાનો હુકમ આપ્યો હતો. ઇજીપ્તમા ઇસમાઇલી કાયદાનુ તેના ચોખવટપણામાં પોષણ થયું હોત તો તે મુસલીમ દુન્યામા કેળવાએલાઓમાં ફેરવઇ જાત. આ સ્વતંત્ર ઉપદેશનું ફળ અને ગંભીર ફેરબદલી જરૂર આ પંથમા લેવાની હતી." (જુઓ "લીટરરી હીસ્ટ્રી ઓફ પરસીયા" પાને ૩૭૯-કર્તા ડો. બ્રાઉન)'

(ઝ) ૧૫મા ઇમામ મોલાના અઝીઝ બીલ્લાહ. (હી. સ. ૩૬૫-૩૮૬.)

મોલાના અઝીઝબીલ્લાહ, ૧૫મા ઇમામે કેરોમાં "જામએ અઝહર" યુનીવરસીટીનો પાયો નાખ્યો હતો. તેને સારીરીતે ચલાવવા માટે પેમાની એવી ગોઠવણ કરી હતી કે તેના વખતમાં ૧૦૦૦૦ (દશ હજાર) વિદ્યાર્થીઓ મુફ્ત રહેવા તથા ખાવા સાથે અરબી કેળવણી "જામએ અઝહર"મા લેતા હતા. હાલમા પણ ૯૦૦ વરસની કુદરતી છુપી ઉથલપાથલ, રાજાઓ તથા રાજ્યવંશની બદલી થવા છતાં આ જુની યુનીવરસીટી. અથવા દુન્યાની કોલેજમા ૧૦૦૦૦ વિદ્યાર્થીઓના દફતર ઉપર નામો છે, અને મસાઓ, વિદ્વાનો તથા મુતવલ્લીઓ (ટ્રસ્ટીઓ)ની તેજ ભાવિક કાયદા પ્રમાણે ટીપ છે, જે અઝીઝ બીલ્લાહથી ઉતરી આવેલ હજુ પણ ઇસમાઇલી આત્મિક મરદાર તથા તેની શોધ કરનારની પવિત્ર યાદ માટે સંગ્રહી રાખવામા આવેલ છે.

(ટ) ૧૬મા ઇમામ હાકીમ બીલ્લાહ (હી. સ. ૩૮૬-૪૧૧.)

તેઓ ઇસલામના ઉપદેશને બજાવવાને વધુ શક્તિવાન થયા હતા. અંગ્રેજ ગ્રંથકારો કહે છે કે અલહાકીમને તેની ઇજીપ્ત તથા બીજી આફ્રીકાની રઇયત ખરો અવતાર તથા

* ૧૪મા ઇમામના વખતમા કેરોની અંદર પ્રખ્યાત મસજીદ બંધાવવામા આવી હતી. તેના નામ ઉપરથી તેનુ નામ "મસજીદે મોહંમદ" રાખ્યુ છે, જે હાલમા પણ કેરોની પ્રખ્યાત જગ્યાઓમાની એક છે. (જુઓ પાને ૬ A.)

ખુદાઇ અવતાર તરીકે માનતી હતી. હજુ પણ સીરીયામાં એક મુખ્ય પંથ ડરૂઝીઝ છે, જેઓ માને છે કે ખરેખર હાકીમ બીલ્લાહનો ખુદાઇ અવતાર હતો, અને ફરી તેઓ જાહેર થશે. ડરૂઝીઝ, જેઓ સીરીયામા ઉદ્યોગી અને અસંખ્ય છે, તેઓ હાકીમ બીલ્લાહની પાછા જાહેર થવાની ઘણીજ આતુરતાથી રાહ જોઇ રહ્યા છે. (જુઓ 'રીલીજીયન-ડી-ડરૂઝીઝ." વોલ્યુમ ૧લું પાને ૧૪૮–૧૬૩. કર્તા ડીઆસી.)

(ઠ) ૧૮મા ઇમામ મોલાના મુસ્તનસીર બીલ્લાહ (હી. સ. ૪૨૭–૪૮૭.)

નાસીરી ખુશરો, જે આપણા વખતની ૧૧મી સદીના વચ્ચમાં તથા ફાતેમી ખલીફ (૧૮મા ઇમામ) અલમુસ્તનસીર બીલ્લાહના વખત દરમીયાન કેરોમાં હતો, તેને સરસ રીતે ચિત્ર આપેલું છે........"દરકને" તે કહે છે. "સુલતાન (ઇમામ)માં પુરી ખાત્રી હતી, તથા જાસુસો કે સીપાઇઓની બીકમા કોઇ પણ રહેતો નહિ. કોઇને પણ દુઃખ દેશે નહિ તથા કોઇની પણ સંસ્થા લેશે નહિ એવી સુલતાન ઉપર ખાત્રી હતી. મેં ખાનગી માણુસોની દોલત જોઇ કે જેનું હું ઇરાનના લોકો પાસે બયાન કરૂં અથવા વર્ણન લખુ તો ઇરાનીઓ મારા વિશ્વાસપાત્ર લખાણને કદી પણ કબુલ કરે નહિ. હું તેઓની દોલતની હદ કે પુરૂં વર્ણન કદી પણ કરી શકું નહિ. મેં ત્યાં એવી જગ્યાઓ જોઇ કે મેં કોઇ પણ જગ્યે એવી મીલકત જોઇ હતી નહિ. મેં ત્યાં એક ઇસાઇને જોયો કે જે ઇજીપ્તમાં મોટો પૈસાદાર હતો. તેથી એમ કહેવાતું હતું કે તેના વહાણો, તેની દોલત અને તેની મીલકતોની ગણત્રી હદબહારની હતી. તેને બતાવવાનો મારો મુળ હેતુ એ છે કે એક વરસ નાઇલ નદીમાં પાણી ઓછુ આવ્યું અને અનાજ મોઘુ થયું. સુલતાન (મુસ્તનસીર બીલ્લાહ)ના વઝીરે તેને બોલાવ્યો અને કહ્યુંઃ—"વરસ સારૂં નથી અને સુલતાનનુ હૃદય તેની રઇયત માટે ગંભીર વીચારમા પડયું છે. હવે તમો કેટલું અનાજ કીમતથી અથવા ઉછીનું પુરૂ પાડશો?" ઇસાઇએ જવાબ આપ્યો; "માયાળુ સુલતાન અને વઝીરના નસીબને આશીર્વાદ છે, મારી પાસે એટલુ અનાજ સંગ્રહ કીધેલુ છે કે હું આખા ઇજીપ્તને છ વરસ માટે અનાજ પુરૂં પાડી શકીશ." હવે આ વખતે ઇજીપ્તની ગણત્રી હદબહાર, નિસ્તપુરથી પાંચ ગણી હતી. ટુંકમા દેશની સ્થિતીની હકીકત બાબત એકદમ સમજી જશે કે એટલો અનાજનો જથ્થો રાખવાને શુ પુષ્કળ દોલત હશે! અને શું મીલકતનું રક્ષણ? શુ મોટા પૈસાદારો? ખરેખર જો આવા સરસ રાજ્યમાં દરેક ચીજો મેળવી શકે તો માણસો આનંદ ભોગવે તથા તેની રઇયત કોઇ પણ ચીજ છુપી કે છાની રાખતી નહતી." (જુઓ પાને ૪૦૦ 'લીટરરી હીસ્ટ્રી ઓફ પરસીયા" ડો. બ્રાઉન.)

---

## ઇસમાઇલીઓના ભાગલાઓ.

**ઇશનાઅશરીયા, ડરૂઝીઝ, (જુઓ પારા ૯૭.) મુસ્તાઅલવીયા, નિઝારીયા અને ખોજા.**

શીયા વોહરાઓના જુદા ભાગલાઓએ જણાવેલા ઇમામોની નેમનુકની લડાઇઓમાં આરોપો મુકેલા છે.

ઇ. સ. ૭૬૩મા ૫મા ઇમામ જાફરૂસ્સાદીકના મરણ ઉપર એક બીજીથી જન્મેલા તેના બીજા દીકરા ઇસમાઇલને, પહેલા ઇમામ હસનના ખરા વંશ હોવાથી, ઇમામ તરીકે સ્વીકારેલા હતા. ઇસ્માઇલ મસ્તુર (છુપા) હતા, અને બગદાદમાં બીજા અબ્બાસી ખલીફા મનસુરની સતાવણીની બીકથી છુપા હતા. તેઓ એક વર્ષ પછી ૪૫ વરસના તેના દીકરા મહમદને તેના વારસ (ઇમામ) તરીકે મુકી મરણ પામ્યા.

કેટલાક શીયાઓએ ઇસમાઇલની મદીનામા ગેરહાજરીનો લાભ લઈ જાફરૂસ્સાદીકના નાના અને છેલ્લા ૨૨ વરસના મુસા કાઝીમને ઇમામ તરીકે કબુલી લીધા. મુસા કાઝીમના માનનારાઓએ ઇરાનના બવાહીદ અમીરોની તરફથી મોટી મદદ મેળવી. પછી તેઓના છેલ્લા અને ૧૨મા ઇમામ બગદાદની નઝદીક સીરીયાની ગુફામા છુપા થયા અને ઇશના અસરીયા કે બાર ઇમામયાની મજબુત કોમ બની, જે હજુ પણ ઇરાનમા મજબુત છે.

૭મા ઇમામ મહમદના માનનારાઓએ ઇસમાઇલીઓના નામ નિચે મુખ્ય ખુલ્લો ભાગ ચાલુ કર્યો તથા જે દાઇઓએ પોતાનુ કામ જાફરૂસ્સાદીકની જીંદગીમાજ ચાલુ કર્યું હતુ તેઓ મારફત ઇસમાઇલી હેતુને બહુ ફેલાવ્યો.

તેઓ ઇજીપ્તમા મોટી સત્તામા જાગ્યા અને મુસ્તનસીર બીલ્લાહ (૧૮મા ઇમામ)ના મરણ ઉપર ચુંટણીમા કજીયો થયો ત્યા સુધી તેઓ એકજ સંપમા રહ્યા. (ઇ. સ. ૧૦૯૪) મુસ્તનસીરના બીજા દીકરા મુસ્તાઅલીની તેના હકદાર તરીકે ચુંટણી થઇ હતી, પણ નીઝાર, જે મોટો દીકરો હતો અને જે નાલાયક જાહેર હતો, તેને ચુંટણીમા વાંધો ઉઠાવ્યો. છેવટે મજબુત પક્ષ મુસ્તાઅલવીયા ફાતેહમંદ થયો અને નિઝારને માનનાર નિઝારીયા હાર્યા. નિઝારીયાઓએ ૨૦મા ઇમામ અમીર બીલ્લાહના ખુનની ખરાબ સલાહ કરી અને તેઓએ છેલ્લા જાહેર ઇમામ તૈયબ (૨૧મા ઇમામ)થી હાફીઝ બીલ્લાહને નીમકહરામ બનાવવાને ઉશ્કર્યો. આવી રીતે ફાતેમી વંશનો ઇજીપ્તમા અંત આવ્યો. નિઝારીઆઓએ હસન બીન સબ્બાહ નીચે ઇરાનમા મજબુત પક્ષ ચાલુ કર્યો. (ઇ. સ. ૧૦૭૨-૧૦૯૪.) હસન બીન સબ્બાહ અને તેના વંશજોએ ઇરાનમાં ખામોશીની રાજ્યમાં ઇસમાઇલી હેતુને એવા સ્વભાવથી ચાલુ કર્યો કે ફાતેમીઓમાથી તેઓએ ઇમામતને પોતાનામા ફેરવી લઇ ગયા. ઇ. સ. ૧૧૬૩માં તેઓના પહેલા ધર્મગુરૂ સદગુરૂ-એ-નુર હિન્દુસ્થાનમા આવ્યા અને જેઓ ઇસલામ તથા હિન્દુધર્મમા સેળભેળ થઇ ગયા હતા, તેઓને ધર્મ ઉપદેશ કરવા લાગ્યા. હાલમાં ખોજાઓ સર આગાખાન નીચે શીયા નિઝરીયા કહેવાય છે. (જુઓ બયાન માટે પાને ૩૩૯. બોમ્બે ગેઝીટીયર વોલ્યુમ ૧૨. ૧.)

## હિન્દુસ્થાનમાં ઇસમાઇલી દાવત અથવા પ્રોપોગાન્ડા.

મોસમે બહારના કર્તા જીલ્દ ૩જીના પાને ૨૪મે કહે છે કે ૧૧મા ઇમામ મેહદી બીલ્લાહના રાજ્ય પહેલાં આસરે ઇ. સ. ૮૮૦ કે આસરે હી. સ. ૨૭૦મા દાઇ અબદુલ્લા શામીએ હાઇસમને સિંધ તરફ મોકલ્યો હતો અને તેને ત્યાં પંથ ચાલુ કર્યો હતો. કમનસીબે

સિંધ પ્રાંતમાં, જ્યાં આશરે ૨૦૦ વરસ પહેલાં મુસલમાન ચઢાઈ કરનાર મહમદ બીન કાસમે તૈયારી કરી હતી, ત્યા આ હાઇસમના ઉપદેશની હકીકત આપણે જુજ યાદ છે. જેવી રીતે મહમદ બીન કાસીમે હિન્દુસ્થાનની મુસલમાન ફતેહ માટે બી રોપનાર હતો તેમ આ હાઇસમ પણ એહમદ અને અબદુલ્લાહના ઇસમાઇલી હેતુની ફતેહનું બી વાવનાર હતો

ગમે તેમ હો પણ જ્યારે ઝેલ્લા ફાતેમી ખલીફાઓ આપસની ધાર્મિક લડાઇઓમાં મશગુલ હતો અને શાન્ત નહોતા, ત્યારે તેઓના દાઇઓ હમેશ કરતાં યમનમાં વધારે ફતેહમંદ હતા. મહમદ બીન અલી સુલેહીએ આખા યમનને ફતેહ કર્યું. (૪૫૩–૪૫૬ હી સ.) અને ફાતમી ખલીફાઓના અંત પછી પણ આ દાઇઓના વારસોને જાહેરમાં ઇસમાઇલી પંથનો ઉપદેશ કરવાની છુટ આપી હતી. યમનનો મુલક ઇજીપ્તથી બહુ દુર હોવાથી તેઓએ યમનના કામો વચ્ચે અને ઇસમાઇલી પથના જાહેરી ઉપદેશ વચ્ચે હાથ નાખવાનું કીમતી વિચાર્યું નહિ. પહેલા ખોજા ધર્મ ઉપદેશક નુરે–મહગુરૂના હિન્દુસ્થાનમાં આવવા પહેલાં અને મુસ્તનસીર બીલ્લાહ (૧૮મા ઇમામ)ના મરણ પહેલા પણ એ દાઇઓ (એહમદ અને અબદુલ્લાહ)ને મુસ્તનસીર બીલ્લાના યમનના દાઇએ આશરે ઇ. સ. ૧૦૬૭મા મોકલ્યા હતા. તેઓ ખંબાતમાં આવી ઉતર્યા. કહેવાય છે કે અબદુલ્લા, જે ઘણાજ આલીમ હતા, તેઓ થોડા દિવસ માણુસોને શીખડાવવા માટે ખંબાતમાં રહ્યા. કેટલીક વાતો તેના પહેલા ધર્મગુરૂઓની ફતેહ માટે કહેવામાં આવે છે. એક વાત પ્રમાણે તેને એક ખેડુતના દીલને તેના સુકા કુવાને પાણીથી ભરી આપતા જીત્યુ હતું. બીજી વાત પ્રમાણે ખંભાતના એક મંદીરમાં લટકતી અદ્ધર લોઢાના હાથીને જમીન ઉપર ફેંકી પાડતા કેટલાક પુજારીઓના મન ઉપર જીત મેળવી હતી......તે પછી કહેવાય છે કે તે વખતની ગુજરાતની રાજ્યધાની શહેર અનહીલવાડ પાટણ તરફ આ ધર્મગુરૂએ મુસાફરી કરી. શહેરમાં વાત ફેલાઇ કે રાજા સીધરાજ જયસીંહ તે મુસાફરને જોવાને ઘણોજ આતુર છે. (ઇ. સ. ૧૦૯૩–૧૧૪૩.) તેના મુખ્ય શહેરની અંદર લઇ આવવા માટે એક લશ્કરની ટુકડીને મોકલી. તે મુસાફરને આગ વચ્ચે ઘેરાએલા જોઇ લશ્કર પાછું ફર્યું. તે પછી રાજા પોતે ત્યાં ગયો. મુસાફરના તાબામાં આગ હોવાથી આગ ખુલ્લી થઇ અને રાજા તે પછી પસાર થયો. અચરજમાં ગરકાવ થઇ રાજાએ નવી માન્યતા જુની માન્યતા કરતાં સારી છે, તે સાબીત કરવાને માટે એક વધુ મોઅજીઝો બનાવવા કહ્યું. તેની ઇચ્છા કબુલ કરવામાં આવી અને તેની એક પવિત્ર મુર્તિએ જાહેર કર્યું કે અરબોનો સાચો ધર્મ હતો. આ શબ્દ સાંભળતાંજ તે હિન્દુ રાજા તથા તેની રઇયત સરખી પણ અજાયબીમાં ચકીત થઇ અને નવા ધર્મને સ્વીકારી લીધો. ત્રીજી વાત એ છે કે જ્યારે અબદુલ્લા ખંબાતમાં ઉતર્યા ત્યારે ગુજરાતીઓ ઇસલામથી અણજાણ હતા. એક હિન્દુ પુજારી મુખ્ય ધર્મનો કાર્યવાહક હતો. આ પુજારીને અને તેના શાગીર્દોને ભેગા કરવાને આ મુલ્લાની ખુલ્લી પ્રતિપક્ષના ભયવાળી અને અશક્ત હતી તેની હુસ્યારીએ પુજારીનું તરત ધ્યાન ખેંચ્યું દેશની ભાષા ઉપર કાબુ મેળવ્યા પછી તેને પુજારીઓની પવિત્ર કીતાબોનો અભ્યાસ કર્યો અને તે (પુજારી)ના મન ઉપર એવી અસર પાડી કે તેને તેનો ધર્મ બદલાવ્યો છે. છેવટે પુજારીના શાગીર્દોએ નવા ધર્મને સ્વીકાર્યો અને તેના વજીરે પણ નવો ધર્મ સ્વીકાર્યો. આ વાત રાજાના કાને પહોંચી. રાજાએ તેના વજીરને

નમાઝ પઢતાં પકડી પુછ્યું કે તે શું કરતો હતો? વજીરે કહ્યું કે સાંપને જોતો હતો. શોધ કરતા ખુણામાં સાપ નજરે પડયો. છેવટે રાજાએ પણ ધર્મ બદલાવ્યો. જો કે તેને તે વાત તેની મરણ પથારી સુધી છુપી રાખી હતી તો પણ તેના શરીરને દાટવાનો હુકમ કર્યો હતો. (ઇ. સ. ૧૦૯૩–૧૧૪૩) જો કે સીધરાજ જયસિંહ જાહેરમા હિન્દુ તરીકે મરણ પામ્યો હતો તો પણ ધાર્મિક વાદવિવાદ, તેની મમતા અને ધીરજથી કામ કરવાના બળ માટે તેને પોતાના ધર્મને છોડી દઇ મુરબ્બી વોહરાના વડા ધર્મગુરૂ ઉપર મુકેલુ હતુ. સીધરાજ જયસિંહના બન્ને વંશજો કુમારપાલ (ઇ. સ. ૧૧૪૩–૧૧૭૪) તથા અજયપાલ (યાકુબ) (ઇ. સ. ૧૧૭૪–૧૧૭૭) તથા સીધરાજ જયસિંહનો વડો જૈન શીક્ષક હેમાચાર્ય (તારમલ) વિષે એમ કહેવાતું કે જયારે મુસલીમ હીલચાલ ન હતી તે વખત ઇસલામ ધર્મ સ્વીકાર્યો હતો એવો હુલ્લડ ઉડયો હતો (રસમાળા પાને ૧૭૪–૩૪૪. પુર્વ હિન્દુસ્થાન પાને ૧૮૧ કર્તા મી. ટોડ.)

ખંભાતમાં આ બન્ને દાઇઓ અને તેઓના ધર્મમાં પહેલા આવનાર કુવાના માલીક તથા તેની ધણીયાણીના કુબ્બાઓ છે. તેને હિન્દુસ્થાનના વોહરાઓ માન આપે છે અને પ્રસંગોપાત જીયારત વાસ્તે જાય છે.

આ ધર્મમા આવનારની સંખ્યા દીવસે દીવસ વધતી ગઇ અને અઢીસો વરસમાં યાને ઇ. સ. ૧૧૩૦થી ઇ. સ. ૧૩૮૦ સુધીમા ગુજરાતના ઇતિહાસમાં ઇસમાઇલી વિરૂદ્ધનુ જુજ બયાન છે. હિન્દુસ્થાનના જે શહેરો અને પ્રદેશોમા ઇસમાઇલી ધર્મ ફેલાએલો છે ત્યાં યમનના મસ્તુર (છુપા) ઇમામોના દાઇઓ પોતાના નાયબોને મોકલતા. આ નાયબો યમનના દાઇઓ માટે જકાત ઉઘરાવતા અને જેઓ યમન, ઇરાન તથા સીરીયામા તેઓના પંથનો ઉપદેશ કરતા, તેઓના કરતાં વધુ સ્વતંત્રરીતે ઇસમાઇલી ધર્મનો ઉપદેશ કરતા.

જ્યારે મુઝફ્ફરશાહની સત્તા ગુજરાતમા સ્થપાઇ ત્યારે તેને શીયા ઇસમાઇલી પંથના ફેલાવા તરફ ક્રુર અને અદેખાઇની નજરે જોવા લાગ્યા, કારણ કે તે તખ્તનો રજપુત સુન્નિ ધર્મમાં આવેલો હતો. તેને સુન્નિ ધર્મનો ઉપદેશ કરવામાં દીલોજાનથી મદદ કરી અને શીયા ઇસમાઇલીઓ અને વોહરાઓને તાબે કરી, તેઓ ઉપર જુલમ ગુજારી સુન્નિધર્મને બળાત્કારે કબુલ કરાવ્યો. (ઇ. સ. ૧૩૯૦–૧૪૧૩.)

વોહરાઓની મુખ્ય સતાવણીના વખત દરમીયાન મુગલ શહેનશાહત અને બીજા દુરાગ્રહી મુસલમાન રાજાઓના રાજ્યો ગુજરાતના રાજા એહમદ (ઇ. સ. ૧૪૧૧–૧૪૪૩) ના દીકરા મુઝફ્ફરશાહ અને મહમુદ બીજા (ઇ. સ. ૧૫૨૬–૧૫૫૪) ના હાથમાં હતા. દરેક મુલ્લાં અને દાઇના નાયબોએ અમુક સુન્ની કુટુંબને પોતાના બચાવ માટે (તકીઆ મીસલx) જોયા કે જેઓએ મોટા દાવા કરેલા હતા. દિલ્હીના ઉદાર શહેનશાહત નિચે પણ ગુજરાતના વોહરાઓ ગુપ્ત મુશ્કેલીઓમા ઢંકાએલા હતા અને કમજોર ખુનીઓના હાથેથી ઘણા જુલમો સહન કરતા હતા; એટલે સુન્નિ તાબેદાર નાયબો જાહેર સત્તાથી ઘેરો લાવતા હતા. ઔરંગ-

x વર્ણન માટે જુઓ એલ. આર. બોમ્બે વાલ્યુમ ૧૨મુ પાને ૩૩૭.

ઝેબના વખતમાં તેના એક સુલેહલોક સુબેદારે વોહરાના વડાધર્મગુરૂ તે ૩૨મા દાઇ સૈયદના કુતબુદદીનને સુન્નિ ધર્મ ન સ્વીકારવાથી ખુન કરી મારી નાખ્યા હતા. (હી. સ. ૧૦૫૪–૧૦૫૬.)

## તેઓના દાઇઓ કે સૈયદના.

મને યમનમાં આ પથના મુળ મથક તરફ જવા દયો. જ્યારે કેરોમાં ૨૦મા ઇમામ મોલાના આમીર બોલ્લાહનું ખુન થયું ત્યારે તેના યમનના નાયબ દાઇ ઉલબલાગ યાહયા બીન લકમ પણ હુર્રતુલ મલેકાને કારોબાર સોંપી જતા મરણ પામ્યા. હુર્રતુલ મલેકા એક વિદ્વાન બીબી હતાં અને ઇમામના હુજજતોમાના એક હતા. આ બીબીનો ઇસમાઇલી છુપા પંથ સાથે સંબંધ હતો. તેણીએ બીલ્કીસ–ઇસલામનો ઇલકાબ મેળવ્યો હતો. તેણીએ દાવતની સ્થિતીને દાઇના વખત કરતાં ચઢીઆતી રાખી હતી. ફાતેમી મથકના જુદા જુદા હોદ્દાઓ માટે ૧૨મા પારામાં હું કહીશ. તે નિચે પ્રમાણે છે:—

1. હુજ્જતે લઇલી. (વડા ધર્મગુરૂ.)
2. હુજ્જતેનહારી. (નાના ધર્મગુરૂ)
3. દાઇ ઉલબલાગ.
4. દાઇ ઉલ મુતલક.

જ્યારે મોલાતના હુર્રતુલ મલેકા હુજ્જત હતાં ત્યારે તેણીના દાઇ ઉલબલાગ સૈયદના ખુતુબ- અને તેણીના દાઇ ઉલમુતલક સૈયદ ઝુએબ હતા. પહેલો, બીજો અને ત્રીજો દરજ્જો ઇમામની દરબાર સાથે જોડાએલો હતો, કે જે ઇમામ સાથે ગુમ થયેલો હતો. એમ કહે- વાય છે કે હી. સ. ૫૩૨માં મોલાતના હુરતુલ મલેકાના મરણ ઉપર તેણીના દાઇ ઉલ મુતલક તરીકે યમનના પહેલા દાઇ સૈયદના ઝુએબ બીન મુસાને મુકતા ગયા, જેને ઇમામ નૈયબ મસ્તુર (છુપા) ના પ્રતિનીધી તરીકે કામ કર્યું. તેણે ઇસમાઇલી ઉપદેશને યમન અને સિંધ સાથે હિન્દુસ્થાનમાં પકડી રાખ્યો. વોહરા ઇસમાઇલી પંથ પ્રમાણે નસના ખુદાઇ કાયદા (ઇમામના ઇશ્વરી હુકમ) થી દાઇના વારસો હકુમત કરી રહ્યા છે, પણ વારસો (બાપ પછી દીકરા) યા પ્રજાની ચુટણીથી નહિ.* દાઇના મરણ ઉપર કોમમાથી સારો અને મહાન જ્ઞાની પુરૂષને દાઇ તરફથી ચુંટવામાં આવે છે, અને જો ઇમામની ઇશ્વરી સુચનાથી તેની ચુટણી પુરવાર થાય તો તેની નેમણુક વિશ્વાસુ મંડળની અંદર જાહેર થાય છે. આ નેમણુંક કે ચુંટણી છે જે "નસ" ના નામે મશહુર છે. મોલાના ઝુએબથી આજસુધી ધાર્મિક હોદ્દાઓને ૫૦થી ઓછા દાઇઓ શકિતવાન થયા નથી. અને હાલના દાઇ સૈયદના તાહેર

*ચુંટણીની ચાલાકી બાબત જે રીત ગ્રહણ કરવામાં .આવી છે તે માટે ફ્રીએજન્ટ ગવરનર જનરલને સૈયદના નજમુદીને પોતાના જીવન વૃતાંતની યાદીનો કાગલ લખ્યો છે તે જુઓ, જે કાગળ આ બાબત સાથે સંબધ ધરાવે છે. પુરવણી. "J"

સૈફુદ્દીન (ત. ઉ.)+ ૫૧મા દાઇ છે. જેમ હું અગાઉ કહી ચુકયો છું તેમ દાવત કે ઇસ્માઇલી ઉપદેશનો ફેલાવો મોલાના જાફરસ્સાદીક (સ. અ.) ના મરણ પહેલા ચાલુ થયો હતો. ૧૧મા ઇમામથી ૨૧માં ઇમામના રાજ્ય દરમ્યાન તેઓ ઇમામો અને તેના વડા-ધર્મગુરૂ કે હુજ્જત મારફત હુકમથી કાર્ય કરતા હતા.

ઇજીપ્તમાં ફાતેમી વંશની પડતી પછી અને ૨૧મા ઇમામના છુપી જવા પછી આ દાઇઓ સ્વતંત્રતાથી કામ કરવા લાગ્યા. આ દાઇઓને યમનના ઇલાકામાં પોતાના ઉપદેશ ફેલાવવાની સારી તક મળી હતી. અરબસ્તાનના આ ભાગની પાછા ફરવાની રીત બંધ થવાથી અને દોલતની જાહોજલાલીની ગેરહાજરીના લીધે તેને તેની પવિત્રતાનું રક્ષણ કર્યું એમ માનવામાં આવે છે કે ઇમામ તૈયબના હકદાર વારસ હજુ પણ જીવી રહ્યા છે અને તેના ખરા પાક દાઇ (દાઇ ઉલ હક) સાથે સંબંધ છે. એમ કહેવામાં આવે છે કે ૧૯મા દાઇ ઇદરીસ ઇમામુદ્દીનના વખત સુધી ઇમામનો દાઇ સાથે છુપો પત્ર વ્યવહાર હતો. (ઇ. સ. ૮૩૬–૮૭૨.) જે દાઇઓના નામો મેં નીચે આપેલા છે તે ફાતેમી ઇમામોના દાઇઓ હોવાનો દાવો કરે છે, જેઓએ મીસરના ફાતેમી લોજના ગુપ્ત ભેદોનું અત્યાર સુધી રક્ષણ કર્યું છે. જેઓ વિષે કવી સેખ સાદકઅલી કહે છે:—

**મુસ્તફાની આલ છે પીનહાન સતરના દરમીયાન,**
**હિન્દમાં તેહના રહ્યું છે હકની દાવતનું નિશાન.**

ઇમામો (તે પેગમ્બરના હકદાર વારસો) દુશ્મનોની બીકથી છુપા છે અને વોહરાઓથી માન્યતા પ્રમાણે તેઓનો ખરો ઉપદેશ ફકત તેઓના હિન્દુસ્થાનના દાઇઓ મારફત છે.

ઇસલામી દુન્યાના બીજા ભાગોમાં ફાતેમી મઝહબના ઉપદેશકો અજાયબીથી કામ કરી રહ્યા છે. દાખલા તરીકે: સીરીયાના ડરૂઝીઝ, હસન બીન સબ્બાહના ફીદાઇઓ. પણ એમ માનવામાં આવે છે કે તેઓનો સીલસલો તુટી જઇ અને તેઓ ગુમ થએલા છે ઇરાન તથા તુર્કસ્થાનના દાઇઓ ઉપર ગુજરતા જુલમને લીધે ફાતેમી લોજના ગુપ્ત ભેદોનું રક્ષણ તેઓ કરી શકયા નથી. આથી કરી વોહરાઓની માન્યતા એવી છે કે હિન્દમાં બ્રિટીશ રાજ્યના અદલ ઇન્સાફીપણા હેઠળ તેઓ એકલાજ મજકુર ભેદોનું રક્ષણ કરી શકયા છે. અને છેલ્લી નવ સદી દરમીયાન ફાતેમી લોજના સાચા રક્ષણહાર તરીકે તેઓજ એકલા આવનાર ઇમામનો ઇસ્તકબાલ કરી શકશે.

ઇસાઇઓ પ્રમાણે દાનયાલનું કહેવું છે કે ઇસા (અ. સ.) ફરીથી સીરીયામાં જાહેર થશે; વોહરાઓ કહે છે કે તેઓના ૧૧મા ઇમામ મોલાના અબદુલ્લા લાહીલ મેંહદી સતરના ૧૫૨ વરસ પછી સીરીયામાં જાહેર થયા હતા: ડરૂઝીઓની માન્યતા છે કે ૧૬મા ઇમામ હાકીમ બીલ્લાહ ફરી સીરીયામાં જાહેર થશે; અને દાઉદી વોહરાઓ માને છે કે ૨૧મા ઇમામ મોલાના તૈયબના ખરા ખુદાઇ હકદાર વારસ, જેઓ હાલમાં તેઓના કીસમ્તને

(ત. ઉ.)+ એટલે "તલવલ્લાહો ઉમરહું." યાને 'ખુદા તેની ઉમરને લાંબી કરજો."

ચલાવી રહ્યા છે અને જેઓને તેઓનો દાઇ મારફત દર વરસે સેકડો રૂપીઆ નઝરના* આપે છે, તેઓ એક દીવસ જાહેર થશે અને તેમના જાહેર થવા માટે હમેશાં બંદગી કરે છે.

## તેઓના ૫૨ દાઇઓ નિચે પ્રમાણે છે:—

| | | | નેમણુંક—મરણ. |
|---|---|---|---|
| ૧ | સૈયદના ઝુએબ બીન મુસા (ક. રૂ.)+ | | (હી. સ. ૫૩૨–૫૪૬.) |
| ૨ | ,, | ઇબ્રાહીમ બીન હુસન અલહમીદ (ક. રૂ.) | ( ,, ૫૪૬–૫૫૭.) |
| ૩ | ,, | હાતીમ બીન ઇબ્રાહીમ અલહમીદ (ક. રૂ.) | ( ,, ૫૫૭–૫૯૬.) |
| ૪ | ,, | અલી બીન હાતીમ શમશુદ્દીન (ક. રૂ.) | ( ,, ૫૯૬–૬૦૫.) |
| ૫ | ,, | અલી બીન મોલાના મહમદ બીન વલીદ (ક. રૂ.) | ( ,, ૬૦૫–૬૧૬.) |
| ૬ | ,, | અલી બીન હનઝલા (ક. રૂ.) | ( ,, ૬૧૬–૬૨૬.) |
| ૭ | ,, | એહમદ બીન મુબારીક (ક. રૂ.) | ( ,, ૬૨૬–૬૨૭.) |
| ૮ | ,, | હુશેન બીન અલી બીન મહમદ બીન અલવલીદ (ક. રૂ.) | ( ,, ૬૨૭–૬૬૭.) |
| ૯ | ,, | અલી બીન હુશેન બીન અલી (ક. રૂ.) | ( ,, ૬૬૭–૬૮૨.) |
| ૧૦ | ,, | અલી બીન હુશેન બીન હનઝલા (ક. રૂ.) | ( ,, ૬૮૨–૬૮૬) |
| ૧૧ | ,, | ઇબ્રાહીમ બીન હુશેન બીન અલી બીન મહમદ (ક. રૂ.) | ( ,, ૬૮૬–૭૨૮.) |
| ૧૨ | ,, | મહમદ બીન હાતીમ બીન હુશેન (ક. રૂ.) | ( ,, ૭૨૮–૭૨૯.) |
| ૧૩ | ,, | અલી શમશુદ્દીન બીન ઇબ્રાહીમ (૨જા દીકરા) (ક. રૂ.) | ( ,, ૭૨૯–૭૪૬.) |
| ૧૪ | ,, | અબદુલ મુત્તલીબ નજમુદ્દીન બીન મહમદ (ક. રૂ.) | ( ,, ૭૪૬–૭૫૫) |
| ૧૫ | ,, | અબ્બાસ બીન મહમદ બીન હાતીમ (ક. રૂ.) | ( ,, ૭૫૫–૭૭૯.) |
| ૧૬ | ,, | અબદુલ્લા ફખરૂદ્દીન બીન અલી (૧લા દીકરા) (ક. રૂ.) | ( ,, ૭૭૯–૮૦૮.) |
| ૧૭ | ,, | હસન બદરૂદ્દીન બીન અબદુલ્લાહ (૧લા દીકરા) (ક. રૂ.) | ( ,, ૮૦૮–૮૨૧.) |
| ૧૮ | ,, | અલી શમશુદ્દીન બીન અબદુલ્લાહ (૩જા દીકરા) (ક. રૂ.) | ( ,, ૮૨૧–૮૩૨.) |
| ૧૯ | ,, | ઇદરીસ ઇમામુદ્દીન બીન હસન (૧લા દીકરા) (ક. રૂ.) | ( ,, ૮૩૨–૮૭૨) |
| ૨૦ | ,, | હસન બદરૂદ્દીન બીન ઇદરીસ ઇમામુદ્દીન (ક. રૂ.) | ( ,, ૮૭૨–૯૧૮.) |
| ૨૧ | ,, | હુશેન હુશામુદ્દીન બીન ઇદરીસ ઇમામુદ્દીન (ક. રૂ.) | ( ,, ૯૧૮–૯૩૩.) |
| ૨૨ | ,, | અલી શમશુદ્દીન બીન હુશેન (૪થા દીકરા) (ક. રૂ.) | ( ,, ૯૩૩–૧માસ.) |
| ૨૩ | ,, | મહમદ ઇઝુદ્દીન બીન હસન બદરૂદ્દીન (ક. રૂ.) | ( ,, ૯૩૩–૯૪૨.) |

* નઝર મુકામના વર્ણન માટે જુઓ પારા ૧૭મો.

\+ (ક. રૂ.) એટલે "કુદસલ્લાહો રૂહહુ" યાને "હે ખુદા ! તેના રૂહને પવિત્ર કરજો."

| | | | નેમણુક–મરણુ. |
|---|---|---|---|
| ૨૪ | સૈયદના | યુશફ્ નજમુદ્દીન બીન સુલેમાન (ક. ૩) | (હી. સ. ૯૪૨–૯૭૪) |
| ૨૫ | ,, | જલાલ શમશુદ્દીન બીન હસન (પમા દીકરા) (ક. ૩.) | ( ,, ૯૭૪–૯૭૫.) |
| ૨૬ | ,, | દાઉદજી બદરૂદ્દીન બીન અજબશાહ (ક. ૩) | ( ,, ૯૭૫–૯૯૯.) |
| ૨૭ | ,, | દાઉદજી બદરૂદ્દીન બીન કુતુબશાહ (બીજા દીકરા)(ક. ૩) | ( ,, ૯૯૯–૧૦૨૧.) |
| ૨૮ | ,, | શેખ આદમ શફીયુદ્દીન બીન તૈયબશાહ (ક. ૩.) | ( ,, ૧૦૨૧–૧૦૩૦.) |
| ૨૯ | ,, | અબદુતૈયબ ઝકીયુદ્દીન બીન દાઉદ કુતુબશાહ (ક ૩) | ( ,, ૧૦૩૦–૧૦૪૧.) |
| ૩૦ | ,, | અલી શમશુદ્દીન બીન હુશેન બીન ઇદરીસ (ક. ૩.) | ( ,, ૧૦૪૧–૧૦૪૨.) |
| ૩૧ | ,, | કાસમજી ઝેનુદ્દીન બીન પીરખાન (ક ૩) | ( ,, ૧૦૪૩–૧૦૫૪) |
| ૩૨ | ,, | કુતુબખાન કુતબુદ્દીન બીન દાઉદજી (ક. ૩) | ( ,, ૧૦૫૪–૧૦૫૬) |
| ૩૩ | ,, | પીરખાન શુજાઉદ્દીન બીન એહમદજી (ક ૩) | ( ,, ૧૦૫૬–૧૦૬૫) |
| ૩૪ | ,, | ઇસમાઇલજી બદરૂદ્દીન બીન મુલ્લારાજ (ક ૩) | ( ,, ૧૦૬૫–૧૦૮૫) |
| ૩૫ | ,, | અબદુ તઇયબ ઝકીયુદ્દીન બીન બદરૂદ્દીન (ક ૩) | ( ,, ૧૦૮૫–૧૧૧૦.) |
| ૩૬ | ,, | મુઆઝ્ઝીમુદ્દીન બીન ઝકીયુદ્દીન (ક. ૩) | ( ,, ૧૧૧૦–૧૧૨૨.) |
| ૩૭ | ,, | નુરમહમદ નુરૂદ્દીન બીન કલીમુદ્દીન (ક ૩) | ( ,, ૧૧૨૨–૧૧૩૦.) |
| ૩૮ | ,, | ઇસમાઇલજી બદરૂદ્દીન બીન શેખ આદમ (ક. ૩) | ( ,, ૧૧૩૦–૧૧૫૦.) |
| ૩૯ | ,, | ઇબ્રાહીમ વજીહુદ્દીન બીન અબદુલ કાદર હકીમુદ્દીન | ( ,, ૧૧૫૦–૧૧૬૮) |
| ૪૦ | ,, | હેપતુલ્લા મોઅયદ ફીદ્દીન બીન વજીહુદ્દીન (ક ૩.) | ( ,, ૧૧૬૮–૧૧૯૩.) |
| ૪૧ | ,, | અબદુ તૈયબ ઝકીયુદ્દીન બીન બદરૂદ્દીન (ક. ૩) | ( ,, ૧૧૯૩–૧૨૦૦,) |
| ૪૨ | ,, | યુશફ નજમુદ્દીન બીન ઝકીયુદ્દીને (ક ૩) | ( ,, ૧૨૦૦–૧૨૧૩) |
| ૪૩ | ,, | અબદેઅલી શેફુદ્દીન બીન ઝકીયુદ્દીન (ક. ૩) | ( ,, ૧૨૧૩–૧૨૩૨.) |
| ૪૪ | ,, | મહમદ ઇઝુદ્દીન બીન શેખ જીવણજી (ક ૩) | ( ,, ૧૨૩૨–૧૨૩૬.) |
| ૪૫ | ,, | તૈયબ ઝેનુદ્દીન બીન શેખ જીવણજી (ક. ૩) | ( ,, ૧૨૩૬–૧૨૫૨.) |
| ૪૬ | ,, | મહમદ બદરૂદ્દીન બીન શેફુદ્દીન (ક ૩) | ( ,, ૧૨૫૨–૧૨૫૬.) |
| ૪૭ | ,, | અબદુલ કાદર નજમુદ્દીન બીન તૈયબ ઝેનુદ્દીન (ક ૩) | ( ,, ૧૨૫૬–૧૩૦૨) |
| ૪૮ | ,, | અબદુલહુશેન હુશામુદ્દીન બીન તૈયબ ઝેનુદ્દીન (ક ૩) | ( ,, ૧૩૦૨–૧૩૦૭) |
| ૪૯ | ,, | મહમદ બુરહાનુદ્દીન બીન નજમુદ્દીન (ક. ૩.) | ( ,, ૧૩૦૭–૧૩૨૩.) |
| ૫૦ | ,, | અબદુલ્લા બદરૂદ્દીન બીન હુશામુદ્દીન (ક ૩) | ( ,, ૧૩૨૩–૧૩૩૩.) |

૫૧ ,, તાહેર શેફુદ્દીન બીન મહમદ બુરહાનુદ્દીન (ત. ઉ.) હાલના વડા ધર્મગુરૂ છે.
હી. સ. ૧૩૩૩મા દાવતની ગાદી ઉપર આવ્યા. (ઉમર વરસ ૪૦.)

# ૫૧ દાઇઓની ટુંક તવારીખ.

પહેલા દાઇથી ચાલીસમા દાઈ સુધી યમનના હેરાઝ, હોઝ, હમદન, સીના અને હીસન વિગેરે; શહેરામાં હી સ. ૫૨૬ થી ૯૪૬ સુધી રહ્યા આ વખતે એડનમાં તુર્ક ફતેહના લીધે અને રાજદ્વારી મુશ્કેલીઓના લીધે યમનના ઇસમાઇલીઓ ધર્મ માટે ઓછા અદેખાં થયાં. (ઈ. સ. ૧૫૩૭.) હિન્દુસ્થાનમાં નાયબોની મોટી ફતેહ જોતા અને ધાર્મિક જકાતમાં વધારો થએલો જોતાં સૈયદી સુલેમાનના બીજા દીકરા ને ૨૪મા દાઇ સૈયદના યુસુફ નજમુદદીનને હિન્દુસ્થાન તરફ મોકલ્યા અને તેઓ સિધપુર (સિંધ્યા પ્રદેશ)માં ફક્ત થોડા વખત માટે રહ્યા. ૨૫મા દાઇથી ૩૩મા દાઈનું મુખ્ય ધાર્મિક મથક અમદાવાદમાં હતું. (હી. સ. ૯૭૪–૧૦૬૫.) ૩૨મા દાઇ સૈયદના કુતબુદ્દીનનું છુપુ ખુન થયું તે પછી ૩૪મા દાઈ થી ૩૮મા દાઇ સુધી મુખ્ય ધાર્મિક મથક જામનગરમાં ખસેડવામાં આવ્યું. ૩૯મા દાઇ અને ૪૦મા દાઇનું મુખ્ય ધાર્મિક મથક માલવા જીલ્લામાં ઉજ્જેન શહેર હતું. (હી. સ ૧૧૫૦–૧૧૯૩.) ૪૧મા દાઇએ મુખ્ય ધાર્મિક મથક બુરહાનપુર (સી. પી.)માં ફેરવ્યું. (હી. સ. ૧૧૯૩–૧૨૦૦) આ વડા ધર્મગુરૂઓના મુખ્ય ધાર્મિક મથકોની ઠેકાણે ઠેકાણે બદલી થવાનું કારણ સુન્નિ મુસલમાન રાજ્યોના જુલમોને આભારી છે. આ જુલમના લીધે એક જગ્યાએથી બીજી સહિસલામત જગ્યોએ મથક બદલાવતા હતા. લગભગ બધા સ્થાનિકવાસી વોહરાઓને પોતાનો ધર્મ બદલાવવો પડયો. વેપાર અર્થે અહિંથી તહિં રખડતા થોડાક વેપારીઓ સીવાય વોહરા કોમમા બીજું કોઇ રહ્યું નહિ. છેવટે બ્રિટીશ રાજ્યના આગમનની સાથેજ જુલમનો અંત આવ્યો અને ઇ. સ. ૧૭૮૫માં વડા ધર્મગુરૂઓ સુરત જઇ વસ્યા. ૪૨મા દાઇ સૈયદના યુસુફ નજમુદ્દીન ત્રીજાને તેના છુપા પંથનો ઉપદેશ આપવાની છુટ મળી. તેઓના ઘણા રખડનાર વેપારીઓની બ્રિટીશ રાજ્ય નીચે ચઢતી થઇ અને વડા ધર્મગુરૂની ધાર્મિક જકાતની આવક જુજ હજાર ઉપરથી લાખો રૂપીઆ ઉપર ગઇ. દાવતનું મુળ અને તેના કાયદાઓ બાબત જુઓ પારા ૧૧ અને પુરવણી "૬"ની કીતાબ નંબર ૧૭.

---

## વાંધાઓને લીધે તેઓના ભાગલાઓ.

વડા ધર્મગુરૂઓના હોદ્દાઓ ઉપર આવવા માટે પણ અંદરખાનેના કાવતરાં અને કુસંપો ખુબ થતા હતા. નીચેના થોડાક ભાગલાઓ પણ ૧૮મા, ૨૬મા, ૨૮મા, ૪૦મા અને ૪૯મા દાઇના વખતમાં હિન્દુસ્થાનમાં થયા તે નીચે પ્રમાણે છે:—

**(૧) જાફરયા**—૧૮મા દાઇ સૈયદના અલી બીન અબદુલ્લાહ (હી. સ. ૮૨૧–૮૩૨)ના વખતમાં જાફર ધર્મગુરૂપણું શીખવાને યમનમાં ગયો હતો. ઇ. સ. ૧૪૯૪માં તેના પાછા ફરવા ઉપર જાફરે અમદાવાદના સ્થાનિક ધર્મગુરૂ સૈયદી હુશેનની જોઇતી રજા લીધા વગર

નમાઝો પઢવાનું ચાલુ કર્યું અને ધર્મગુરૂ તરીકેનો મહાવરો ચાલુ કર્યો. આ માટે તેને ઠપકો આપવામા આવ્યો અને માફી માગવાનુ કહેવામાં આવ્યું. તેના માટે તેને ના પાડી અને વેર લેવા માટે તે સુન્નિ થઇ ગયો અને પાટણ ચાલ્યો ગયો. ત્યા સ્થાનિક સુન્નિ રાજાના આશરા હેઠળ સુન્નિ ધર્મનો બોધ કરવા લાગ્યો. તેને મોટી સંખ્યામાં વોહરાઓને સુન્નિ ધર્મમાં ફેરવ્યા. આ જાફરનુ છુટાપણું ઇસમાઇલી પંથને ઘણી મોટી આફત હતી. અમદાવાદમા મુઝફ્ફરશાહના વંશજોને ઇસમાઇલી વોહરાઓને જુના સુન્ની ધર્મમા લાવવાને આ જાફર મારફત સારી તક મળી. આ વખતે ઇસમાઇલીઓના ૮૦ ટકા છુટા પડયા.

(૨) **સુલેમાન્યા**—૨૬મા દાઇ સૈયદના દાઉદ બીન અજબશાહે સુલેમાનને હિન્દુસ્થાનથી તેના નાયબ ધર્મગુરૂ તરીકે યમન મોકલ્યો હતો. દાઇએ તેમના મરણ પહેલા ૨૭મા દાઇ સૈયદના દાઉદ બીન કુતુબશાહને તેના વારસ તરીકે ઘરતીગીને નેમણુક કરી ગયા. આ નેમણુકનો સુલેમાને અનાદર કર્યો. તેને સૈયદના દાઉદ બીન અજબશાહના કાગળના જોરથી યમનમા દાઇ હોવાનો દાવો કર્યો. તેના દાવાને હિન્દુસ્થાનમાં ટેકો મલ્યો નહિ તો પણ થોડાક હિન્દુસ્થાનમા અને બહુ સંખ્યામા યમનમા તેને વળગી રહેનારાઓને જોયા. હિન્દુસ્થાનમાં તેના માનનારાઓ (સુલેમાન્યા) હાથના ટેરવા ઉપર લેખાય એટલાજ છે. તેઓ આગળ વધેલા અને સુધરેલા છે, જેવા કે બદરૂદ્દીન તૈયબજીનુ કુટુંબ મુંબઇમા અને હૈદરી કુટુંબ હૈદ્રાબાદમા છે. સૈયદના દાઉદ બીન કુતુબશાહને ૨૭મા દાઇ તરીકે માનતા હાલમા દાઉદી વોહરાઓ મશહુર છે તેમ સામે બાજુએ સુલેમાન્યા છે

(૩) **અલીયા**—૨૮મા દાઇ સૈયદના શેખ આદમ સફીયુદ્દીન (હી સ. ૧૦૨૧-૧૦૩૦)નો મોટો દીકરો અલી બીન ઇબ્રાહીમ હતો, જેને વડા ધર્મગુરૂ થવાની મોટી આશા રાખી હતી. પણ સૈયદના શેખ આદમ સફીયુદ્દીને તેને છોડી અને તેના વારસ તરીકે સૈયદના તૈયબ ઝેનુદ્દીનને ચુંટી ગયા. અલીએ દાઇનો દાવો કરી નવો ભાગ ચાલુ કર્યો. પણ જુજ માણસો તેના દાવાની તરફેણમા થયા અને મોટો ભાગ સૈયદના અબદુત્તઇયબ ઝકીયુદ્દીનને માનવા લાગ્યો. આ અલીયાઓ ફક્ત વડોદરામા રહે છે અને સુલેમાન્યા જેમ તેઓ દાઉદીઓ સાથે પરણતા નથી, પણ દેખાવમા તથા રીવાજોમા તેઓથી જુદા નથી. આ ભાગ ઇ. સ. ૧૬૨૪માં બન્યો હતો.

(૪) **નગોસીયા**—આ ભાગ ઇ સ. ૧૭૮૯મા અલીયા પંથમાથી બન્યો હતો. તેઓનો સ્થાપનાર અલીયાઓથી નાત બહાર કાઢેલો હતો, કારણ કે તેને અમુક મતભેદ હતા. જેમાનો વધુ જાહેર એ હતો કે જાનવરોનુ માંસ ખાવુ પાપ હતું. આ ઉપરથી તેના માનનારાઓ "નગોસીયા કે ન-મારા-ખાનારા" વોહરા તરીકે ઓળખાય છે. તેઓ અલીયા સાથે પરણે છે પરંતુ દાઉદીઓ સાથે પરણતા નથી.

(૫) **હેબ્તીયા**—આ ભાગ ૪૦મા દાઇ સૈયદના મોઅય્યુદ્દીન (હી. સ. ૧૧૬૮–૧૧૯૩)ના વખતમાં ચાલુ થયો હતો. સૈયદી લુકમાનજી, જેને ત્રણ દાઇ ૩૮મા, ૩૯મા અને ૪૦માની દરબાર જોએલી હતી, તેઓ વિદ્વતા માટે પ્રખ્યાત હતા. તેને સૈયદના મોઅય્યુદ્દીન

તરફથી "શમશી–ઓલમા–એ–નતિક"નો ઇલ્કાબ આપવામાં આવ્યો હતો. તેનો એક વિદ્યાર્થી ઇસ્માઇલ બીન અબ્દુર રસુલ અને તેનો દીકરો હેપતુલ્લા વિદ્વાન હતા અને સૈયદી લુકમાનજીના પાકા વિદ્યાર્થી હતા. હી. સ. ૧૧મી સદીમાં બન્ને બાપ અને દીકરાએ ડોળ ઘાલ્યો કે તેઓનો દાઇ ઉલ મુતલક અબ્દુલ્લાહ બીન હારીસ મારફત વખતના ઇમામ સાથે પત્ર વ્યવહાર છે. તેઓએ હુલ્લડ ઉઠાવ્યું કે તેઓએ ઇમામને જોયા હતા અને હેપતુલ્લાએ પોતાનો દાવો કરતાં કહ્યું કે તે વખતના ઇમામનો હુજ્જતે લઇલી (વડા ધર્મગુરૂ) ચુંટાયો હતો. તેઓએ ઉજ્જેનમાં પોતાનો ઉપદેશ ચાલુ કર્યો, પણ તેઓને ટેકો આપનાર કોઇ મળ્યું નહિ. બીજી બાજુએથી વોહરાઓ ખુબ જુલમ કરતા, જેઓ ઉજ્જેનના રાજ્ય દરબારમાં ઉંચા દરજ્જાઓ ઉપર હતા.

અમદાવાદથી લુણાવાડા સુધી જગ્યે–જગ્યે તેઓને ધર્મ જનુની વોહરાઓ તરફથી કાતીલ જુલમો પડતાં તેથી તે દેશમાં તથા ઉજ્જેનમા તેઓનો ઉપદેશ આપવાથી તેઓ અટકયા. જયારે તેઓ ઉજ્જેન પાછા ફર્યા ત્યારે સૈયદના મોઅય્યુદદીનના ધર્મચુસ્ત ફીદાઇઓથી હેપતુલ્લાનું નાક કાપી નાખવામાં આવ્યું. ગમે તેમ હેપતુલ્લાએ ઘણાજ થોડા માનનારાઓને મેળવ્યા, પણ તેનો પંથ આબાદી ઉપર ચઢયો નહિ. તેના માનનારાઓ હેપતીયા કહેવાય છે. તેઓ ઉજ્જેનમાં જુજ છે. તેઓ બીજા વોહરાઓ સાથે મળતા કે પરણતા નથી. (વધુ અને પુરા બયાન માટે જુઓ પાને ૪૮૬–૫૧૯ મોસમે બહાર જીલ્દ ત્રીજી)

ખુલ્લીરીતે ઉજ્જેનના ધર્મચુસ્ત જનુંનીઓની ઘેલછાઇ માટે કજીયાખોરોનુ નાક કાપવાનું તેઓને વારસમાં મળેલું છે અને હાલમાં પણ તેઓએ એક વહેમી કજીયાખોરનું નાક કાપેલું છે, જે મહેંદી બાગની મંડળીમાં જોડાએલો હતો.

**(૬) મહેંદી બાગવાલાઓ**—અશરે ઈ. સ ૧૮૯૭ના વરસમાં ૪૯મા દાઇ સૈયદના મહમદ બુરહાનુદદીનના વખતમાં હિન્દુસ્થાનના બધા ભાગોના વોહરાઓની મોટી સંખ્યાનું ધ્યાન મુબઇના નાહના વેપારી અબદુલહુશેન જીવાજી તરફ નાગપુરમાં ખેંચાયું હતું. તે સુંદર ચરિત્ર અને અદ્દભુત બુદ્ધિબળવાળો જવાન હતો. તેને હુલ્લડ કર્યું કે તેનો ઇમામ (તેયબના હક્કદાર વારસ) સાથે સીધો પત્રવ્યવહાર હતો, અને ઇમામનો હુજ્જત એટલે દાઇથી પણ ઉંચો દરજ્જો ધગવતો હતો. દાવતના કારોબારમાં અમુક કમનસીબ સંજોગોએ અબ્દુલ હુશેનના દાવાને ટેકો આપ્યો. આ વખતે પંથના થોડાક વિદ્વાન માણસો (મશાએખો) એ ખુદાઇ કાયદાથી થતી દાઇની નેમણુકની સીલસલામાં શક લાવ્યા અને માન્યું કે ૪૭મા દાઇ સૈયદના નજમુદદીનના વખતથી વડાધર્મગુરૂપણાએ તેનો ખુદાઇ કાયદો ગુમાવેલો હતો, અને આ ગોઠવાયેલી કોમના દાઇઓ નાઝીમ કે વહીવટદાર હતા. આ શકનું ખરૂં કારણ બનેલો બનાવ હતો કે સૈયદના નજમુદદીનથી અગાઉ થઇ ગએલા સૈયદના મહમદ બદરૂદદીન જુવાન વયમાં જાહેર જેરની અસરથી તેના વારસનું નામ જાહેર કરવાની ક્રીયાની મુકરર કરેલી તારીખના બે દિવસ અગાઉ અચાનક મરણ પામ્યા. (જુઓ મોસમે બહાર જીલ્દ ૩જી પાને ૭૧૭.) સૈયદના બદરૂદદીનના મરણ ઉપર તે વખતના આગેવાન

મશાએખો (વિદ્વાન માણુસો) એ મંડળી ("હીઝ ફુલ ફઝાઇલ.")માં શેખ ઇમામુદ્દીન હેઠળ ૪૭મા દાઇ સૈયદના નજમુદ્દીન માટે તેની ઊંચ કેળવણી; ઇશ્વરી નિષ્ટા અને કારભાર ચલાવવાની શકિતના કસુમ ખાઇ વફાદારીના સોગંદ લીધા હતા, અને તે પછી દાઇ તરીકે સૈયદના નજમુદ્દીનને જાહેર કીધા; જે પ્રમાણે કાર્ડિનલો પોપને ચુંટે છે. (જુઓ પોપ્યુલર એનસાઇકલોપીડયા પાને ૧૧૦ વોલ્યુમ ૩જું.) આ પહેલીજ વખતે કોમની સ્થિતીમાં ખોટો ધર્મ અને દાવતની કુદરતી અને ખુદાઇ રીતીના કાયદામાં અને ભરોસામાં ઘટાડો થયો હતો. (જુઓ પાને ૫૧૯ મોસમે બહાર જીલદ ત્રીજી.) હવે પ્રખ્યાત વોહરા કવી શેખ સાદકઅલીની દીવાનની જીલદ બીજીમાં (હી. સ. ૧૨૩૩ની આવૃતિ) પાને ૧૦૩ માં નીચે પ્રમાણે કડી છે:—

"દાઇ ઝુએબ પહેલા ને છે બદરૂદ્દિન ખીતામ."

દાઇ ઝુએબ નિયમમાં પહેલા હતા અને બદરૂદ્દીન છેલ્લા હતા. આ કડીને ભવિષ્ય કથન માની લેવામાં આવ્યુ હતું; કેમકે શેખ સાદકઅલી સૈયદના બદરૂદ્દીનના પહેલા મરણ પામ્યા હતા, અને તેથી આ કડીને મોટું રૂપ આપવામાં આવ્યું હતું. પણ હું ધારૂં છું કે તે માત્ર છાપવાની ભુલને લઇને હશે અને પાછલની છપાએલી આવૃતિમાં ઘટતો ફેરફાર કરવામા આવ્યો હતો.

હાલના સૈયદના તાહેર સૈફુદ્દીનને પણ આ બાબત લાગુ પડે છે તેથી નસકને થવાની શંકામાં તેઓએ પોતાની પ્રખ્યાત કીતાબ "ઝુએ—નુરે—હકકુલ મોબીન."*માં પાને ૯૯ થી ૧૦૩ માં ઘણું કહેલુ છે. તે કીતાબમાં આ વાત ખોટી છે એમ અસરકારક રીતે બતાવે છે.

ગમે તેમ હો પણ સૈયદના નજમુદ્દીન (હી. સ. ૧૨૫૬–૧૩૦૨) એ તેના ૪૬ વરસ ના લાંબા રાજ્યમાં તેના શકમંદ માનનારાઓ અને વિદ્વાન મશાએખોની મરજી ગબવાને શકિતવાન થયા હતા. જેઓ સલાહ આપતા અને આગેવાન તરીકે વિચારેલ જણાવતા હતા.

આ કમનસીબ રીતે મેળવેલી ગાદીને સૈયદના નજમુદ્દીને બહુ યુકિતપુર્વક જાળવી રાખી. તેને મશાએખોની સંખ્યામાં કંઇપણ પરીક્ષા વગર એટલો વધારો કર્યો કે તે રૂતબો અને શેખનો ઇલકાબ વિદ્વાનો વચ્ચે તેની મુળ કિમત ખોઇ બેઠો. આ દરજ્જો સુરતમા લાંબી અરબી કેળવણી લીધા પછી ઘણા થોડા માણુસોને આપવામાં આવતો. (જુઓ પાને ૧૪.) તે હવે ન જોઇતો બક્ષવામાં આવતો. તેમને સુરતના દરસને તોડી પાડવાના પગલા લીધા. વગવસીલાવાળા અને પૈસાદાર ગમે તેને તે શેખનો ઇલકાબ આપતા. દાખલા તરીકે સંખ્યાબંધ દૌલતમદ વેપારીઓ અને જાહેલ જંગલીઓને કશીપણ તાલીમ લીધા વગરના-ઓને રૂતબો આપવામાં આવ્યા. હસનઅલી નામના એક માણુસને કે જે સાધારણ કોન્સ-ટેબલમાંથી ચહડતાં ચહડતાં ડી. એસ. પી. થયો હતો, તેને શેખ બનાવવામાં આવ્યો હતો; જો કે તેને અરબીમાં અલીફ-બે પણ આવડતો નહોતો આવી રીતે આ પથની આત્મિક અને આ ઉંચ સાહિત્યની બક્ષેસ અવિવેકભરી હતી. આ યુકિતનું ફળ લાઇલાજ હતું.

ઇમામુદ્દીનની સભામાં ભાગ લીધેલા મશાએખોએ તથા તેઓના કુટુંબીઓના વિદ્વાન માણુસોએ પોતાની શક્તિને ગુમાવી બેઠાં અને જાહેલ મશાએખોના ટોળાં વચ્ચે તેમની કિંમત ડુબી ગઈ. આવી રીતે ઉતારી પાડનારાઓ અને કિંમતને ડુબાવી દેનારાઓની યુક્તિ સફળ થઇ અને હી. સ. ૧૨૯૭મા "હીઝ-કુલ-ફઝાએલ" ને ખોટી સાબીત કરવાનો પ્રયત્ન કર્યો. (જુઓ મોસમે બહાર પાનુ ૪૭૬ જીલ્દ ત્રીજી) હી. સ. ૧૩૦૨માં સૈયદના નજમુદ્દીન ખુદાએ તેના મરણુ ઉપર તેના ભાઇને હકદાર વારસ તરીકે ચુટવાને શક્તિવાન થયા, અને વગર અટકાવે તેનાજ કુટુંબમાં નેમણુંકની રીત ઉતારી.

આ કારણુથી તે વખતના વિદ્વાન મશાએખો વચ્ચે નાખુશી પેદા થઈ. એવું કહેવામાં આવે છે કે તેઓએ છુપો નવો ભાગ કરવાની હિમ્મત કરી. મતલબ માટે થોડાક જુવાન મશાએખો પણુ મેહદી બાગની મંડળીમા જોડાયા. થોડાક સાહસીક અને દોલતમંદ વેપારીઓએ તેઓનો દાખલો અનુસર્યો. નાગપુરમા મેહદીબાગ નામની જુદી સંસ્થા ચાલુ કરી. ટુક અનુભવે આ પથના વિદ્વાન મશેખાઓને દેખાડી આપ્યું કે અબ્દુલ હુશેન ખોટો દાવો કરનાર અને બહુ થોડા ઇલ્મનો માણુસ હતો. તેનો મુળ હેતુ દુનિયાના નફા માટે દાવો કરી સભા સ્થાપવાનો હતો. વિદ્વાન મશાએખો તરતજ મેહદીબાગની મંડળીને છોડી ગયા, અને તે મંડળની યોજના ખરેખર દુન્યવી સાબીત થઇ. જુજ માણુસો આગળ વધવા માટે આ મંડળીને વળગી રહ્યા. તેઓના મઠમાં માનસીક કે છુપું ઇલ્મ શીખડાવવામા આવતુ નથી. અબદુલ હુશેન તેના મરણુ પછી તેના વારસ તરીકે ગુલામહુશેન (ખાનબહાદુર એચ. એમ. મલક) ને નિમી ગયો, જે મહેદીબાગમાં રહેતા આસરે ૧૦૦ વોહરાઓ ઉપર નાગપુરમાં હુકુમત ચલાવે છે. તેઓ પોતાની એક જગ્યામા રહે છે. બીજા ધર્મચુસ્ત વોહરાઓ સાથે મળતા કે પરણુતા નથી.

---

# ઇસિમાઇલી શીયાઓના દાઇઓ અને તેઓના વડાધર્મગુરૂઓ.

## તેઓનું મુળ અને નેમણુંકના સિદ્ધાંતો.

આ મુખ્ય પથના વિચારો અને રીવાજોનુ વધુ બયાન આપવા પહેલા તેઓના દાઇઓ વિષે થોડા વિચારો તથા તેઓના વડાધર્મગુરૂઓના ખરા દરજ્જાઓ અને તેઓની જગ્યાની અસલ હકીકત આપવાની જરૂર છે.

દરેક બંધુને જાણુવાની ઇચ્છા થશે કે ઇસમાઇલી ધર્મ પ્રમાણે દાઇ કોણુ છે? અંદરખાને તેનો અર્થ "એક જે બોલાવે છે." એમ થાય છે. પવિત્ર કુરઆનની ૨૧ મી

સુરતની જગમશહુર ૧૪મી આયાતમાં તેની મુખ્ય ફરજને વર્ણવેલી છે.x હીઝ હોલીનેસ સૈયદના તાહેર સૈફુદ્દીને લખેલી તેની જગમશહુર કીતાબ "ઝુએ-નુરે-હકકુલ મોમીન." ના પાને ૩-૪ માં ઘટતી રીતે કહેલું છે અને ટીકા કરેલી છે. (હી. સ ૧૩૩૫ની આવૃતિ) જે શબ્દોમાં કહેતાં: "ઇસલામના ગુણો અને ફીલોસોફી (વિજ્ઞાન) ના નમ્ર ઉપદેશથી ખુદાના ખરા રસ્તા તરફ લોકોને બોલાવે." દુર દેશોમાં મોકલવાનો રીવાજ છઠા ઇમામ જાફરે-સ્સાદીક (સ. અ) થી આ ધર્મગુરૂઓએ ખીલવેલો હતો. (હી સ. ૧૧૨-૧૪૮.) આ વખતે ઇસલામ આખા એશીયા અને આફ્રિકામાં સિંધુ નદીથી આટલાંટીક સમુદ્ર સુધી વિશાળ ફેલાએલો હતો. ઇસમાઇલીઓ પ્રમાણે ઇમામોની ફરજ એ જોવાની હતી કે આત્મિક કેળવણી સાથે ઇસલામના કાયદાઓ દુન્યવી કે સંસારીક રાજ્યનિતી સાથે જોડાએલા હતા કે નહિ ? ઇમામો પોતે સંસારીક રાજાઓના ક્રોધાયમાન જુલમોના કારણભુત હતા, તેથી આ દાઇઓ છુપી રીતે ફાતેમી ધર્મના છુપા સિદ્ધાંતોનો ઉપદેશ કરતા હતા. તેઓ પણ કેટલીક વખત ઉમિય્યા અને અબ્બાસી ખલીફાઓના જુલમોના કારણભુત થયા હતા. તેઓની પવિત્રતા અને આપ-મુકિત વખાણુનેપાત્ર હતી.

ડોકટર બ્રાઉન "લીટરરી હીસ્ટ્રી ઓફ પર્સીયા." પાને ૪૧૧ માં નિચે પ્રમાણે લખે છે કે; "સાધારણ રીતે દાઇ વેપારી યા ડોકટર યા એવા કોઇ ધંધાદારીને વેશ ધારણ કરી જ્યાં પોતાને ઉપદેશનું કામ કરવું હોય ત્યાં આવી પહોંચતાં અને તેઓ પહેલું કામ એ કરતા કે આસપાસના પાડોશીઓ ઉપર પોતાની પવિત્ર અને સખાવતી જીંદગીની છાપ પાડતા હતા અને પોતાનું કામ પાર પાડવા માટે તેઓ છુટે હાથે સખાવત કરતા અને ઘણો વખત બંદગી કરવામાં રોકાયેલા રહેતા. કુદરતી રીતેજ આમ પવિત્ર જીંદગી ગુજારવાથી દાઇઓની લોકો ઉપર ઘણીજ અસર થતી. તેઓના વખાણનારાઓનું ટોળું ભેગું થઇ જતું. ખાસ કરીને જ્ઞાન તુરતજ જાળવી શકે તેવા આસામીઓને આહેસ્તા આહેસ્તા દાઇઓ પોતાના સિદ્ધાંતો શીખડાવતા હતા. એ શીખવતી વખતે તેના શીખનારાઓમાં જીજ્ઞાસા અને ઉલટ ઉત્પન્ન કરી જ્ઞાન સંપાદન કરવા માટે તલવલાટ ઉભો કરતા અને શીખનારાઓના ઉપર પોતે એક મહાન વિદ્વાન છે એવી અસરકારક રીતે વર્તતા હતા. ધર્મને છુપા ભેદ તરીકે તે જણાવતા. ધર્મની જુદી જુદી ક્રીયાઓ પાછળ જુદા જુદા ભેદો રહેલા છે અને જ્યાં સુધી એ બધી ફરજોના ગુપ્ત રહસ્યો જાણી ન શકાય, ત્યાં સુધી રોજા નમાઝ, હજ અને જકાતની ફરજો બજાવવામાં કંઇ ઘણું સવાબ હાંસીલ થતું નથી એમ કહેતા જ્યારે વધુ અને વધુ ઇલ્મ જાણવાનો તેના સાંભળનારાઓમાં તલવલાટ પેદા થતો ત્યારે આ બધી વાતોના બરોબર અધવચમાં દાઇઓ વાત પડતી મુકી દેતા, અને કહેતા કે આવી ગુપ્ત વિદ્યા તો જેને ઇમામોના નામનો મીશાક આપ્યો હોય તેનેજ આપી શકાય; તે ઇમામ કે જે આ દુન્યા ઉપર અલ્લાહના ખાસ પ્રતિનીધી છે, ગુપ્ત વિદ્યાના જે એકલાજ ખજાના છે અને જેઓ લાયક હોય તેનેજ ઇમામ એ વિદ્યા આપે છે. આ બધું કરવામાં તે દાઇઓની મુખ્ય નેમ તો ફકત સાંભળનારાઓને મીશાકમાં

x"તું તેઓને તારા ઇલાહના રસ્તા તરફ હીકમત અને નસીહતથી બોલાવ"

લેવા એજ હતી, જે મીશાકે તેને કસમ ખાઈ આપ્યો હતો અને જેના પરીણામે વખતો વખત આ પંથમાં નવા જોડાનાર આસામીઓને પૈમાની લાલચ દેવી પડતી હતી.

આ બધા છુપા ધર્મગુરૂઓ હતા, જેઓ ઉમય્યા અને અબ્બાસી ખલીફાઓની સત્તાને જડ મુળથી ઉખેડી પાડતાં. આ બધા દાઇઓમાં સઉથી સારા અબી અબદુલ્લાહ અને અબીલ કાસીમ હતા. જેઓએ ઇસમાઇલી ધર્મના હેતુઓને એવી સરસરીતે આફ્રીકાના નઋત્યમાં વસ્તા કોરમેથીઅન લોકોમાં ફેલાવ્યો કે જેથી ઇમામોએ નઋત્ય આફ્રીકામાં, ઇજીપ્ત, સીરીયા, હીજાઝ અને યમનમા ખીલાફત સ્થાપવાને શક્તિવાન થયાં. ઇજીપ્તના ફાતેમી ખલીફાઓની પડતીના વખત (હી. સ. ૫૨૬) તેઓના યમન ઇલાકાના દાઇઓ પાસે યમન, સિન્ધ અને હિન્દના બીજા ભાગોમાં ઇમામોની ગેરહાજરીમા છુપા ઇલ્મના ખઝાનાનો કબજો હતો. આ યમનના દાઇઓ તેઓના ધર્મનો ફેલાવો સચ્ચાઇથી અને શુદ્ધ અંતઃકરણથી કર્યે જતા હતા, જેમ ૭મા, ૮મા, ૯મા અને ૧૦મા ઇમામના વખતમાં દાઇઓએ કર્યો હતો, પણ તફાવત ફક્ત એટલોજ હતો કે ૧૧મા ઇમામથી ૨૧મા ઇમામની ખીલાફત દરમીયાન ખુલ્લી કેળવણીના અનુભવ પછી આત્મિક કેળવણી વધુ અનુક્રમે આપવામાં આવતી. ૧લા દાઇ સૈયદના ઝુએબથી ૨૪મા દાઇ સૈયદના યુશફ નજમુદ્દીન સુધી એટલે હી. સ. ૫૩૩થી ૯૭૫ સુધી આશરે ૪૪૧ વરસ આ દાઇઓએ યમનથી હિન્દુસ્થાન તરફ નાયબોને મોકલવાનુ ચાલુ રાખ્યુ. યમનમા હિન્દવાસી શીખનારાઓ માટે એક નહાની નિશાળ રાખી હતી. તેઓના નાયબ ધર્મગુરૂઓ દાઇ એહમદ અને દાઇ અબદુલ્લા ખંભાતમા અને દાઇ નુરૂદ્દીન દખન હૈદ્રાબાદના પ્રદેશમાં આવ્યા હતા, જેઓની ફતેહ થઇ. હિન્દુસ્થાનમાં ધર્મ બદલાવનારાઓની મોટી સંખ્યા થઇ અને પાછળથી જકાતમાં આવક એટલી સરસ થઇ કે તે દાઇઓને ઇ. સ. ૧૫૩૭માં પોતાની સંસ્થાને યમનથી હિન્દુસ્થાનમા ખસેડી, હિન્દુસ્થાન તેમજ યમનના આ દાઇઓએ ચાલાક યુવાન છોકરાઓને કેળવણી આપવા માટે એક નિશાળ રાખી હતી અને તેઓને પોતાના મથકમા ઉંચા દરજ્જાઓએ ચઢાવતો-હતા. બહારનાઓને ખુલ્લીરીતે થતી મુફત હરીફાઇની પ્રખ્યાત રીતમા ઉતરવા દેતા અને જેઓ પ્રખ્યાતીની ટોચે પહોંચતા તેઓને છુટરીતે દાઇઓની પદવીઓ પણ આપતા હતા.

એટલુંજ નહિ પણ જેઓને ટોડ લોકો સિદ્ધરાજ જયસિંહ તથા વાહરા ઇતીહાસકારો ભારમલ કહે છે, તે પહેલા હિન્દુ રાજાના વંશોને તેઓએ સારો આસરો આપ્યો હતો અને યમનમાં બોલાવી તેઓને અરબીમા કેળવણી આપી હતી. તેઓમાના કેટલાકોને સ્થાનિક નાયબો (આમીલો) ની પદવી આપવામાં આવી હતી, એટલુંજ નહિ પણ તેઓને વધુ ખંત અને વફાદારીથી ધર્મગુરૂ નજદીકના હોદાઓમાં ચડાવેલા હતા. એટલે સુધી કે આસરે ૫૭૫ વરસ પછી ભારમલના નવમા વંશ નામે મુલ્લારાજને હી. સ. ૧૦૬૭માં દાવતમાં મોટા હોદા ઉપર ચડાવ્યા હતા. તેના દીકરા ઇસમાઇલજી બદરૂદ્દીનને ૩૪મા દાઇની પદવી આપી હતી. મોસમે બહારના કર્તા શેખ મહમદઅલીના કહેવા પ્રમાણે નિચે મુજબ મુલ્લારાજના વંશજોના નામો છેઃ—

(૧) સિદ્ધરાજ જયસિંહ કે ભારમલ (હી. સ. ૪૮૬.)
(૨) અજયપાલ કે મોલાઇ યાકુબ. (૩) મોલાઈ ઇસહાક
(૪) અલી બીન ઇસહાક (૫) દાઉદ બીન અલી
(૬) મુલ્લારાજ. (૭) દાઉદ બીન મુલ્લારાજ
(૮) આદમ બીન દાઉદ (૯) મુલ્લારાજ બીન દાઉદ.

તેઓમાંના ઘણા યમનમાં રહેતા અને દાઇઓ નીચે હી સ. ૫૩૨ થી ૯૪૨ સુધી વખતો વખત સ્થાનિક આમીલ કે નાયબો થયા હતા.

મુલ્લારાજના દીકરા તે ૩૪મા દાઇ સૈયદના ઇસમાઇલજી બદરૂદ્દીનને હી. સ. ૧૦૬૫માં દાઈની ઉંચી પદવીએ ચઢાવ્યા હતા. તેના કુટુંબના માણસોમાંથી આ ઉંચી પદવીએ હી. સ. ૧૦૬૫ થી ૧૨૫૬ દરમીયાન નવ જણાઓ આવ્યા છે. (તેઓના નામો અને ઓળખાણ માટે જુઓ દાઇઓના નામની ટીપમાં નંબર ૩૪-૩૫-૩૬-૩૭-૩૮-૪૧-૪૨-૪૩-૪૬.)

આ ન્યાયી અને સરખાપણું જોનાર સરદારોની એકનિષ્ઠા સરસ હતી. તેઓ પોતાના છોકરાઓ સામે બહાનાઓના ગુણોને જાણવાને કદી પણ અચકાતા નહિ. ઉપરથી વળી સૈયદી હકીમુદ્દીનના કુટુંબનો ૩૯મા અને ૪૦મા દાઇઓ અને સૈયદી શેખ જીવણજીના કુટુંબના ૪૪મા અને ૪૫મા દાઇઓ વચ્ચે મુલ્લારાજના કુટુંબના દાઇઓ આવેલા છે. ગમે તેમ હો પણ રાજ્યવંશી કુટુંબના છેલ્લા દાઈના મરણ પછી હાલની વંશાવળી ચાલુ થઈ છે.

સૈયદી અબ્દુલ કાદર હકીમુદ્દીન, જે બુરહાનપુરમાં સુતેલા છે, તે રામપુરાના એક ગરીબ વેપારી મુલ્લાખાનના દીકરા હતા. તે ઇશ્વરી નિષ્ઠા અને વિદ્વતાના લીધે દાઇ પછીના બીજા હોદ્દા ઉપર ચઢયા અને દાઈની પદવી માટે પણ ચુંટાએલો હતો, પણ કમનસીબે તે ગાદી ઉપર આવવા પહેલા ગુજરી ગયા. તો પણ તેના મરણ પછી તેઓ દાઇથી વધારે પુજ્યવાન ગણાય છે. ગમે તેમ હો પણ તેના વંશોમાં બે દાઇઓ (૩૯મા દાઇ ઇબ્રાહીમજી વજીહુદ્દીન અને ૪૦મા દાઇ હેબતુલ્લા મોઅય્યુદ્દીન) થવાને શકિતવાન થયા.

તેવીજ રીતે શેખ જીવણજી, જે પણ બુરહાનપુરમાં સુતેલા છે, તે નિઝામના મુલકમાં ઔરંગાબાદના એક સાધારણ મુલ્લાના દીકરા હતા. તેના બે દીકરાઓ (૪૪મા દાઇ સૈયદના મહમદ ઇઝુદ્દીન અને ૪૫મા દાઇ સૈયદના તૈયબ ઝેનુદ્દીન) ૪૩મા દાઇ પછી તેઓની ઇલ્મીક પ્રનિષ્ઠાઓનાx લીધે ૪૩મા દાઇના બીજા સગાઓ અને દીકરાઓની વધુ પસંદગીથી ઉંચી પદવીએ પહોંચ્યા હતા. તેઓ ૪૩મા દાઇ સૈયદના અબદેઅલી સૈફુદ્દીનના દીકરા મહમદ બદરૂદ્દીન પછી ફ્નેહમંદ થયા. આ ૪૬મા દાઇ સૈયદના મહમદ બદરૂદ્દીન રાજ્યવંશી રજપુત કુટુંબના છેલ્લા હતા.

x "નસ" કે ચુંટણીની બાબતના વધુ બયાન માટે જુઓ મોસમે બહાર જીલ્દ ત્રીજી પાને ૭૪૯-૭૫૦.

કમનસીબે તેના બાવાના એકજ ફરઝંદ અને ગુજરાતમાં ધર્મ બદલનાર રાજ્યવંશી કુટુંબના છેલ્લા નબીરા સૈયદના મહમદ બદરૂદ્દીન ભરજુવાનીમાં ઝહેરની અસરથી જાહેરમા તેના હકદારની નેમણુંક માટે મુકરર કરેલી તારીખના બે દીવસ અગાઉ અચાનક મરણ પામ્યા (જુઓ મોસમે બહારની જીલદ ત્રીજી પાને ૭૧૭.)

આવીરીતે વોહરા કોમની મોટી ઉમેદોમાં સિધરાજ જયસિંહનો વંશ સદાને માટે ધર્મ ઉપદેશકની ગાદી ઉપરથી એક વખત ભુપાઈ ગયો અને હાલના વડા ધર્મગુરૂના મોટા બાવા સૈયદના અબદુલ કાદર નજમુદદીનને ૪૭મા હકદાર તરીકે ચુંટી કાઢવામાં આવ્યા જે ૪૫મા દાઇના દીકરા હતા.+

આથી શેખ જીવણજી કે જે વોહરા કૉલેજના એક સાધારણ વિદ્યાર્થી હતા તેના કુટુંબમાં સાત ધર્મગુરૂઓ (૪૪-૪૫-૪૭-૪૮-૪૯-૫૦ અને ૫૧મા દાઇઓ) થયા.

જેમ બહારનાઓને આ છાની અને મોટી પદવીની હરીફાઇ કરવાને હી. સ. ૧૨૫૬ થી (એટલે છેલ્લા ૮૦ વરસ થયા) છુટ આપી નથી તેથી અસાધારણ ચલવલ વોહરા વિદ્વાન (મશાએખો) વચ્ચે થઇ છે અને અસંતોષ પેદા થયો છે અને જીગર બળી રહ્યાં છે. (જુઓ પાને ૫૧૯મે મોસમે બહાર જીલદ ૩જી) અને હાલની મુશ્કેલીઓ જે મુંબઇ અને ઉજ્જેનમાં ઉભી થઇ છે તેનું મુળ કારણુજ આ છે. "મહેંદી–બાગ"ની નોટમાં જુઓ.

ત્રીજા દાઇ સઇયદના હાતીમે આ આત્મિક સરદારો વચ્ચે દાઇની પદવીની સરખામણી કરતાં તેને ક્રીશ્ચીઅન રોમન કેથોલીકના બિશપની સાથે સરખાવેલા છે અને માસુમ ઇમામને પોપની સાથે સરખાવેલા છે.

ઝુહુરના વખતની મશહુર કીતાબ "અઝહર"માં તેના કર્તાએ દાઇના ગુણને વિસ્તારીને સમજાવેલા છે. તેના કહેવા પ્રમાણે દાઇના ગુણો ત્રણ મુદદાઓ ઉપર આધાર રાખે છે:—

(૧) સંસારિક તેમજ આત્મિક કેળવણી;
(૨) ખુદાની બીક કે તકવા;
(૩) રાજ્ય નીતિની ચાલાકી કે રાજ્ય સત્તા.

તેજ પુસ્તકમાં તે (ઉપલા) મુદદાઓ ઉપર કર્તાએ સંપુર્ણ રીતે વિવેચન કરેલું છે. ત્રીજા દાઇ સઇયદના હાતીમે બતાવેલા દાઇઓના ગુણો પુરવણી "૭"માં આપેલા છે.



+ મુલ્લાખાન અને શેખ જીવણજીના ફરઝંદોની ટુંક તવારીખની માહિતી મેળવવા માટે શેખ ફેઝુલ્લાભાઇની કીતાબ પુરવણી "૬" નંબર ૧૭મું જુઓ.

# ધાર્મિક ટેવો, રીવાજો અને વિચારો.

**ટેવો**—તેઓ પોતાની ધાર્મિક ફરજ તરફ ઘણુંજ ધ્યાન રાખે છે. તેઓમાંના ઘણા ખરા, મરદ અને બઇરી બન્ને પવિત્ર કુરઆન અર્થ સમજ્યા વગર પડી શકે છે. તેઓ પોતાની નમાઝ પઢવાને ઘણુંજ દ્રઢ હોય છે. દીલગીરીની મોસમ તરીકે તેઓ મોહરમને જાહેર કરે છે. તે દીવસોમાં તેઓના આમીલો કે સ્થાનિક મુલ્લાંઓ નિયમીત વાએઝ કરે છે અને મોહરમના વખતનું બયાન કરે છે અને ઇસલામના હેતુઓ અને વિચારોનો બોધ આપે છે. આ વખતે ઇસ્લામના શરૂઆતનો ઇતિહાસ કહી સંભળાવે છે. ખાસ કરીને અલી અને તેના બે ફરઝંદો; હસન અને હુશેન (સ અ.)......ના છુપા ખુનના બાબતનુ ખરૂં કારણ કહી સંભળાવે છે. આ બયાનના ફેલાવામાં ઘણું કામનુ ઇલ્મ વોહરાની વસ્તીને આપવામાં આવે છે, જેઓ આખા હિન્દુસ્થાનમાં પથરાએલા હોય છે. તેઓમાં પૈસાદારો કરબલા અને મક્કાની જાત્રાએ જાય છે. તેઓ ગાયન, નાચ અને કેફીપણું કે દવા વાપરવાથી કે વેચવાથી તદનજ દુર રહે છે.

**વિચારો**—તેઓના ધાર્મિક વિચારો બાબત, તેઓના છુપા હેતુઓને જાહેરમાં શીખડાવવામાં આવતા નથી. તેને બે ભાગોમા વહેંચી શકાય છે.

(૧) ધર્મ જનુની કે સામાન્ય જથ્થો. સાધારણ વાહરાઓને ઇસલામના મુળ સિદ્ધાંતો સારીરીતે ધ્યાનપુર્વક શીખડાવવામા આવે છે. ઇમામ માસુમ છે અને દાઇઓનો રૂતબો ઘણો આલા છે તે બાબત એટલી ભાર મુકીને શીખડાવવામાં આવે છે કે આ વાહરા ફીદાઇઓ હસન બીન સબ્બાહના આંધળા ફીદાઇઓ કરતાં જનુનમાં કોઇરીતે ઘટે તેમ નથી.

(૨) આલમા કે આગળ વધેલો જથ્થો. મુલ્લાંઓ અને મશાએખોનો બનેલો છે, જેઓને તેઓની લાયકી પ્રમાણે બાતેની કે ઇસમાઇલીયા ધર્મના છુપા હેતુઓને શીખ-ડાવવામા આવે છે.

ધર્મ જનુની કે ફીદાઇ વર્ગની સાધારણ કેળવણી મકતબો કે ઘરોમા ઠીક રીતસર હતી, પણ આ અગાઉની રીત હાલમાં મોટે ભાગે ભય ભરેલી છે. કુરઆન વાંચ્યા પછી તેને બંદગીની કીતાબ, ધર્મ ક્રીયાઓની કીતાબ અને ઇસલામના સાધારણ કાયદાઓથી ભરેલી કીતાબ શીખડાવવામાં આવે છે. ત્યાર પછી તેને ઇસલામની સભ્યતાના કાયદાઓ શીખવે છે. દાવતના કામોમાં મદદ આપવામાં, દાખલા તરીકે; ગરીબોને જમાડવામાં, દુઃખીઓને દીલાસો આપવામાં, દીલગીરીમાં ડુબેલાઓને રાહત આપવામા, ધાર્મિક જકાત આપવામાં, નજરાણા સાથે શીખેલા મુલ્લાંઓ, મશાએખો અને ખાસ કરીને દાઇઓને, તેના નાયબોને અને તેના તાબેદાર રહેનારને માન આપવાની આદતમાં શું ફાયદાઓ છે? તે શીખડાવવામાં

આવે છે. તે સાથે દર વર્ષે મોહરમમાં ધર્મ જનુની કોમના માણસોને, જેઓને "તાવીલ" કે "હકીકત"ના બાતેની વિભાગમાં દાખલ કરેલા હોતા નથી, તેઓને ઇસલામના ખુદાઇ જ્ઞાનના કાયદાઓનો સરસરીતે બોધ આપવામાં આવે છે.

બીજો ભાગ મુલ્લાંઓ અને મશાએખોનો બનેલો છે, જેઓને વોહરાની છુપી વાતો ને યાને ખુદાના શબ્દો (કુરઆન)માં સમાએલા છુપા ખઝાનાને તથા પેગમ્બરોના વહેવારમાં રહેલી છુપી વાતોને શીખડાવવામાં આવે છે. ટુંકમાં તેઓ કહે છે કે પવિત્ર કીતાબો અથાગ સત્યતા અને સંપુર્ણ છુપા ભેદોથી ભરેલી છે અને તેઓની ઊંડાઇનું માપ કરવાને પ્રયત્ન કરે છે......તેઓ ગુણ તત્વો અને વધુ મુકાબલા કરવાને જથ્થાઓથી સીધા ખુદાઇ તત્વજ્ઞાનના નામો, અક્ષરો અને સંખ્યાઓની કલ્પના વિષે તે સંબંધી વાતો કરે છે.

આ બારીક તપાસનો ભાગ, જેને તેઓ તાવીલ અને હકીકત કહે છે, તે યુરોપીઅન વાંચનારાઓને નકામો અને ન સમજાય એવો છે. તો પણ ઇસ્માઇલી શીયાઓ અચંબાવાળી યુક્તિઓ અને અથાગ ઇલ્મ સાથે તેઓ તેને મનમાં ઉતારે છે. તાવીલની છુપી કેળવણીની કીતાબો (જુઓ પુરવણી "પ"ના કોઠામાં.) ઘણી ખરી જાહેરથી બહુજ છુપી રાખવામાં આવે છે. તે ફક્ત હાથથીજ ઉતારેલી કીતાબો હોય છે, જે વડા ધર્મગુરૂ કે તેના વિશ્વાસુ મશાએખો પાસે સંગ્રહી રાખેલી હોય છે. આ વિષેની કીતાબોનો જે કોઠો પાછળ રાખવામાં આવ્યો છે તેમાં ઘણી થોડી કીતાબો છે; પણ "સાહિત્ય"ના વિષય ઉપર ઘણીજ છે.

મહમદ બીન ઇસહાક અન્નાદામે એક કીતાબ લખેલી છે, જેને ફહરીસ્ટ કે સુચીપત્ર કહે છે. આ ફહરીસ્ટ અરબી ભાષામાં ઘણીજ વખાણવા લાયક અને નોંધવા લાયક કીતાબ છે. આ કીતાબની પાંચમી આવૃતિના "મકાલત" (ઉપદેશ)માં ઇસમાઇલીઓ અને તેઓની કીતાબોનું વર્ણન આપેલું છે. આ કીતાબનું મી૦ ફ્રુગલ્સે કરેલું ભાષાન્તર બતાવશે કે તેજ વિષયની હસ્ત લેખીત કીતાબોની અમુક સખ્યાને પેરીસની પુસ્તકાલયમાં સંગ્રહી રાખવામાં આવી છે.

હું તેઓની છુપી કેળવણી બાબત થોડી સુચના આપીશ. તેઓના છુપા ભેદોનું પુર્ણ બયાન આ ટુંક યાદીના વાંચનારાઓને કંઇ ફાયદો આપશે નહિ કેમકે તે બીજાઓ માટે છે. વોહરા વિદ્યાર્થીઓને જો છુપી કીતાબો વાંચવી હોય તો તેઓ કદાચ વડા ધર્મ-ગુરૂની રજાથી વોહરા મશાએખો પાસેથી લઇ શકશે.

## મરણ પછીની હાલત.

મરણ પછીની સ્થિતિ બાબતમાં તેઓ માને છે કે આત્માની ઉન્નતિ વિષે એમ છે કે જ્યાં સુધી તે સર્વ શકિતવાન પાસે પરીપુર્ણતામાં તલ્લીન થાય નહિ ત્યાં સુધી સરસ કેળવાએલા આત્માઓ સાથે સંબંધમાં રહે છે. "દરેક દેહ ન છોડેલો આત્મા થોડાક સારા માણસોના આત્મા સાથે સહેવાસમાં કવાયતનું ચક્ર પસાર કરે છે. દેહ છોડેલો આત્મા માણસ તરફ સારૂં કે નરસું બતાવી શકે છે અને તેના સારા કામોથી તેની સાથે કદાચ ચઢી શકે છે. જ્યારે સારો માણસ મરણ પામે છે ત્યારે તેનો પ્રાણ તેના આત્મા સાથે

સહવાસમાં વધારે પુગ્ર મનુષ્ય તરફ ચઢે છે. ઇલમમાં ઉંચામાં ઉચા દરજ્જાએ પહોંચેલો આત્મા વડા ધર્મગુરૂઓ સાથે સહેવાસમાં રહે છે અને તેના મરણ ઉપર (દરજ્જાથી) તે ઇમામુઝ-ઝમાન તરફ ચઢી જાય છે અને જે ઇમામ તરફથી તેને જાણવાનું હોય છે તે તેને શીખડાવવામાં આવે છે ત્યારે તે સર્વ શકિતવાન ખુદા સાથે પરીપુર્ણતામાં તલ્લીન થાય છે." (જુઓ મી. કેમ્પબેલની કીતાબ પાને ૩૦.)

ધર્મચુસ્ત લોકોનો મત છે કે દરેક ચીજ તેની ઉત્પતી તરફ વળે છે. "ઇન્નાલીલ્લાહે વઇન્ના અલેહે રાજેઉન." દરેક મુસલીમ મરનાર માટે મુક્તિ (મોક્ષ)ની આશા છે. કુટુંબીઓ તથા દોસ્તો મરનારનુ મરણ સાંભળી ઉપરનુ વાકય બોલે છે. ઉપર જણાવેલો ઉતક્રાન્તી-નિયમ ઇરાનના સુફીઓના "ફનારીલ્લા" (અલ્લાહમા એક થઇ જવુ) યા બુદ્ધના નિર્વાન મત સાથે મલતો આવે છે. (જુઓ વોહ્‌ગની દાવતની કીતાબ "બીલોહર અને યુજાસફ.")

આકની કલ્પનાના થોડાક દાખલાઓ નીચે આપેલા છેઃ—

ઇસમાઇલીયા હેતુનો મોટો આધાર ૭ નબર ઉપર અને છેલ્લે ૧૨ નબર ઉપર છે. આમ ૭ ગૃહો અને ૧૨ રાશી મડળની નીશાનીઓ, ૭ અઠવાડીઆના દીવસ અને ૧૨ વરસના મહીના; ૭ કરોડના અગવા અને ૧૨ વાસાની બાજુમાં; વિગેરે. ૭ નંબર આસમાન, જમીન અને દેશ પ્રદેશો, ચહેરા અને માથાના અંગવાઓમા દેખાય છે. (જેમકે, બે કાન, બે આંખ, બે નાકના નસકોરા અને એક મોઢુ.) ૭ નબરની બરોબર શીખવાના પણ સાત દરજ્જાઓ છે જે થકી ઉમેદવાર તેની યોગ્યતા અને સ્વભાવ પ્રમાણે દાઇ પાસેથી પુરેપુરો રૂતબો મેળવે છે. (જુઓ પાન ૧૭.)

ઇમામ નીચે ચુટણીના સાત દરજ્જાઓ છેઃ—

(૧) બાબુલ અબવાબ, યાને મોટા પ્રધાન.
(૨) હુજ્જતે નહારી યાને જુના ધર્માધિકારી. (આ હોદ્દામા ૧૨ દરજ્જાઓ છે.)
(૩) હુજ્જતે લઇલી યાને નવા ધર્માધિકારી ( ,, ,, )
(૪) દાઇ ઉલ બલાગ. (ઘણા જોઇતા પ્રમાણમા હોય છે.)
(૫) દાઇ ઉલ મુતલક ( ,, ,, )
(૬) માઝુન (ઇજન આપનાર.)
(૭) મુકાસીર ("કસર" તાડનાર.)

ટુંકમા તેઓ માને છે કે સાત દરજ્જાઓ મોક્ષના છે યાને ખુદા અને મનુષ્ય વચ્ચે પાચ કાયદા કે ઉત્પતી છે. (વિશ્વ બુદ્ધિ; વિશ્વ આત્મા, મુળ પ્રકૃતિ, સ્થેરોમા કે આકાશ અને કેતોના કે કાળ.) આ રીતે બધામાં હયાતીના સાત દરજ્જાઓ બતાવે છે.

હસ્તીઓના બીજા વહેવારો નીચે પ્રમાણે છેઃ—

(૧) ઇશ્વરી દુન્યા, ખુદામાં દેખાય છે.

(૨) વિશ્વ બુદ્ધિ કે (અકલે કુલ) "નાતિક" કે પેગમ્બરોમાં દેખાય છે.

(૩) વિશ્વ આત્મા કે (નફસેકુલ) "અસસ" કે પહેલા ઇમામમાં દેખાય છે.

(૪) મુળ પ્રકૃતિ કે (હયુલા) "મુતીમ" કે બીજા ઇમામમાં દેખાય છે.

(૫) આકાશ કે ખેલેરોમા (અલ માકા) હુજ્જતમાં દેખાય છે.

(૬) કાળ કે કેનોના (અલ-ખાલા) દાઇમાં દેખાય છે.

(૭) સ્થુળ જગત મુમીનોમાં દેખાય છે.

તેઓ કહે છે કે માણસ પોતાની મેળે સત્ય શોધી શકતો નથી. નબી અને નાતિક જે તઆલીમ આપે તે દ્વારાજ તે સત્ય જાણી શકે છે. જુદા જુદા કાળમાં, મનુષ્ય ઉત્ક્રાંતિને અનુસરીને અને મુરીદની અગત બાબત ધ્યાનમાં રાખીને નાતિક તેને બોધ આપે. અત્યાર સુધીમાં ૭ મહાન પેગમ્બરી કાળ ચક્રો (આદમ, નુહ, ઇબ્રાહીમ મુસા, ઇસા અને મહંમદના) પસાર થઇ ગયા છે અને સાતમું મહા ચક્ર મોલાના જાફરસાદીક અને મહંમદ બીન ઇસમાઇલથી શરૂ કરવામા આવ્યુ, જે તેરની ગુપ્ત વિદ્યા શીખવનાર છે. છેલ્લા નાતિક પછી ૭ ઇમામોનું એક જુથ થઇ ચુક્યુ છે અને ઓછામાં ઓછા એવા બીજા ૧૪ થાશે.

---

## ઇસમાઇલી છુપા મથકના સાત મોટા દરજ્જાઓ અને તે દરેકમાં આપવામાં આવતી કેળવણીનો ટુંક સાર.

સાધારણ સાહિત્ય અને સામાન્ય ઇલ્મ શીખવા પછી ઉમેદવારને ઇસ્લામના તત્વ જ્ઞાન સાથે ઇખવાનુસ્સફાના રિસાલાઓનું બયાન શીખડાવવામા આવે છે. (જુઓ પુરવણી "૧") ત્યાર પછી થોડા ચુંટાએલાઓને તાવીલ અને હકીકતના છુપા ભાગમાં દાખલ કરવામા આવે છે, કે જેઓ લાયક સાબીત થાયછે. આ ભાગમાં ઉમેદવારને ક્રમવાર દરજ્જાઓએ ઇસલામના છુપા તત્વજ્ઞાનના મુદ્દાઓને શીખડાવવામાં આવે છે, કે જેનો વીચાર નીચેના સાત દરજ્જાઓ ઉપરથી સહેજસાજ ઉપજશે.

**ઇસમાઇલી છુપા મથકના સાત દરજ્જાઓ**—(૧) ઉમેદવાર પાસેથી વફાદારીનો સોગંદ (મીસાક) લે છે; અને તોડી ન શકાય તેવા સોગંદો સાથે કસમ ખવડાવે છે, તેમાં તે ખાત્રી આપે છે કે તે ગુપ્ત વાતને કદી પણ જાહેર નહિ કરે; તે કોઇને પણ પોતાનો અધિકાર નહિ આપે પછી તે ગમે તે હો: તે તેઓ માટે જાળ નહિ પાથરે; તે તેઓને સત્ય શીવાય અન્ય કઇ બોલશે નહિ અને કોઇ પણ તેઓના દુશમન હેઠળ તેઓની સામે મદદગારી નહિ લે

---

* થીઓસોફી (ઇશ્વરી જ્ઞાન) મુજબ આત્મિક અને સ્થુળ જગત વચ્ચે સાત વસ્તુઓ છે. (જુઓ "ઓફ એ ટેક્સ્ટ બુક ઓન થીઓસોફી". પ્રકરણ ૫મું કર્તા સી. ડબલ્યુ. લીડબીટર.)

(૨) બીજા દરજ્જામાં ઉમેદવારને શીખડાવવામાં આવે છે કે ખુદાની પસંદગી ફક્ત ઇસલામની હિકમતોનું અવલોકન કરવાથી જીતી શકાતી નથી, પણ જ્યારે તેના છુપા ભેદો અને ખરા ચિન્હોને ઇમામો તરફથી મેળવે છે ત્યારેજ જીતી શકાય છે; કે જે ઇમામોના કબજામાં તે સોંપાએલા છે. આ સ્થિતિએ ઉમેદવારને કહેવામાં આવે છે કે ધર્મ છુપુ ઇલ્મ છે અને જો તેના આત્મિક ગુણો સમજવામાં ન આવે તો નમાઝ, રોઝા, હજ અને દાન જુજ કીમતના છે.

(૩) આ દરજ્જામાં ઉમેદવારને દુન્યા અને ઇમામોની સંખ્યા શીખડાવવામાં આવે છે અને તેને સાત સંખ્યાની આત્મિક અને ધાતુઇક દુન્યાઓના ગુણો દેખાડવામાં આવે છે, કે જેમાં તે પ્રતિનીધીઓ છે. તે બાર ઇમામીયા પંથના ઇશના અશરીયાઓથી કેમ જુદો પડેલો છે! અને જેઓ ૨૧ ઇમામોની લાઇનમાં નથી તેમજ આત્મિક કેળવણીને તજી દેનાર અને માનના માટે અયોગ્ય છે, તે બધા ઇમામો વિષે તેને શીખડાવવામાં આવે છે.

(૪) હવે ઉમેદવારને સાત પેગમ્બરી કાળ ચક્રના હેતુઓ અને નાતિકની શક્તિ વિષે શીખડાવવામાં આવે છે. સમ અથવા અસમ અને તે પછીના છ સેમીટસ અથવા ગુપ્ત ઇમામો (કે જે નાતિકના પછી થયા અને જેઓએ તેના અગાઉના નાતિકના બોધને પોતાના બોધમાં સમાવી લીધો. આ તઆલીમ (કે જે ગૃહણ કરવા પછી ઉમેદવાર ચોકસ રીતે આમ ઇસલામના પરીઘના બહાર નીકળી જાય છે) તે એ છે કે મહમદ ખાતે-મુલ-અંબીયાહ નથી અને ફક્ત કુરઆન શરીફજ કલામે ખુદા નથી. તેમજ ૭મા મહમદ બીન ઇસમાઇલ અને છેલ્લા નાતિક કાયમ, માલેકુલ અમર જુના ઇલ્મ (ઇલ્મુલ અવાલીન)નો અંત લાવે છે અને છુપા હેતુઓ અને તાવીલનો પાયો નાખે છે.

(૫) અહિં ઉમેદવારને વધુ સંખ્યાનું ઇલ્મ અને તાવીલને લાગુ પાડવાની સુચનાઓ આપવામા આવે છે, કે જે પછી તે ઘણા ધર્મના ફરમાનોને બાજુ મુકી દે છે; જુના વિચારના આમ ઇસલામ તરફ તે ધિક્કારની નજરે જુએ છે. વહેવારૂ ધર્મ ઉપર ઓછું અને ઓછું ધ્યાન આપે છે તથા ઇસલામની લૌકીક ધર્મ વીધીઓને નાશ કરવા ઉત્સુક બને છે. વળી તેને ૧૨ નકબાના તથા ૧૨ હુજજતોના ગુણોને શીખડાવવામાં આવે છે, કે જેઓ દરેક ઇમામના હુકમોનો ઢંઢેરો લઇ જાય છે. આ ૧૨ ગલાની કરોડના અંગવાઓ તે માણસના શરીરમાં પ્રતિનીધી છે. જ્યારે ૭ પીઠની કરોડના અંગવાઓ દરેક ચક્રના ૭ ઇમામો તથા ૭ પેગમ્બરોના પ્રતીનીધી છે.

(૬) અહિં ઉમેદવારને ધર્મ ક્રિયાના રૂપ કથન (તાવીલ)નો અર્થ તેમજ ઇસલામની ફરજો શીખડાવવામાં આવે છે. જેમકે: નમાઝ, હજ, દાન તથા રોઝા તથા તેવાજ બીજા કામો. તે પછી તેને મનાવવામા આવે છે કે તેઓની બહારની ક્રીયાઓ બહુ અગત્યની નથી તેમજ તજી પણ શકાય, કારણ કે મજકુર ધર્મ વિધીઓ જંગલી તથા બીન કેળવાએલા ટોળાને કાબુમાં રાખવા માટેજ ડાહ્યા તથા તત્વજ્ઞાનીઓએ ઘડી કાઢી હતી.

(૭) આ છેલ્લા દરજ્જામાં ફક્ત આગેવાન દાઈ, જે બરોબર કુદરતના ઉપદેશ અને તેના મુળતત્વના હેતુઓને જાણે છે, તેઓજ તેઓને શીખવે છે. આ સ્થિતીએ અગાઉ

ની હસ્તી (અલ-મુફીદ-સબીક) તથા પાછળથી બનનાર (અલ-મુસ-તફીદ-અલ-તાલી-અલ-લહીક.)ના બમણા સિધ્ધાંતોને દાખલ કરવામાં આવે છે, જે ઉમેદવારની જન્નત તથા જહન્નમ વિષેની માન્યતાઓને દુર કરી તથા તેનો ગુપ્તરીતે નાશ કરે છે. (સત્યતા માટે જુઓ પાને ૩૭૧-૪૧૫ "ઇસમાઇલી સેકટ" કર્ત્તા ડો. બ્રાઉન. "મજમુએ શરીફુલ હકાઇક." કર્ત્તા અલી બીન મહમદ—નીલ વલીદ. "અલફહરીસ્ટ" નો મી. ફુરગલસે કરેલો તરજુમો. 'રીલીજીયન-ડી-ડરૂઝીઝ" કર્ત્તા ડીસાસી.)

• • ▬ • ▬ • ▬ • •

## છુપી કેળવણી માટે સુરતની કોલેજ કે દરસ.



સૈયદના અબદેઅલી સૈફુદ્દીન બીન સૈયદના ઝકીયુદ્દીન (૪૧મા દાઇ)ની હવેલી તથા કુબ્બો બુરહાનપુરમાં છે, જે વોહરાઓની પ્રખ્યાત જાત્રાની જગા છે અને જેઓ પોતે ૪૩મા દાઇ (હી. સ. ૧૨૧૩-૧૨૩૨ ઇ. સ. ૧૭૮૫-૧૮૧૯) હતા. તેઓના વખતમાં એક સદી પહેલા એક કોલેજ કે દરસને અરબી કેળવણી માટે સુરતમાં ચાલુ કરવામાં આવ્યો હતો. આ કોલેજને મોટા પાયા ઉપર બાંધેલી હતી તથા હિન્દુસ્થાનના દરેક ભાગોમાંથી વોહરા કોમના વિદ્યાર્થીઓ ત્યાં ભેગા થતા હતા. તઓનું ખાવાનું તથા રહેવાનું મુફત આપવામાં આવતું હતું. આશરે ઓછામાં ઓછા ૫૦૦ વિદ્યાર્થીઓ આ કોલેજમાં ભણતા હતા. તેને ચલાવવા માટે વાર્ષીક ખર્ચ રૂ. ૪૦૦૦૦થી ઓછું હતું નહિ. ઇમામોના વખતમાંના ઇજીપ્તના ફાતેમી મથકની બરાબરી લીધેલી હોવાથી આપણે તેને ફાતેમી મથક કહીશું. આ કોલેજમાં વિદ્યાર્થીઓને નીચેના ઉંચા દરજ્જાએ કાયદેસર ચઢાવવામાં આવતા હતા:—

(૧) **મુલ્લાં**—તેઓ નમાઝને પઢાવે છે તથા ધર્મનું શીક્ષણ આપે છે. તેઓ ઘણું કરીને નીશાળના શીક્ષક તરીકે કામ કરે છે તથા કેટલાકો ધંધો કે વેપાર કરી ગુજરાન ચલાવી પૈસા મેળવે છે તેઓ ખાસ કરીને વોહરા કોમના ધાર્મિક બોધ આપનાર હોય છે તથા બધા વોહરા મથકોએ ફેલાએલા છે.

(૨) **શેખ**—આ હોદ્દો તે અંગ્રેજી યુનીવરસીટીના હોદ્દા સાથે મળતાપણું ધરાવે છે. જે વિદ્યાર્થી ચાલાક માલુમ પડતો તો તેને આ હોદ્દો આપવામાં આવતો. તેઓ પોતાની ભકિત અને ધાર્મિક નિષ્ઠા માટે ભાગ પાડતા. આ તેજ હોદ્દેદારો હતા કે જેઓ વચ્ચેથી વડા ધર્મગુરૂ અને તેના બે અધીકારી (૧) માઝુન અને (૨) મુકાસીરને ચુંટી કાઢવામાં આવતા હતા. તે ચુંટાએલા મશાએખોને નીયમસર પહેલા મુકાસીરની જગ્યાએ ત્યાર પછી માઝુનના હોદ્દાએ અને તે પછી દાઇના દરજ્જાએ ચઢાવવામાં આવતા હતા. (જુઓ મી૦ ફરગલસની મુંબઇ ગેઝેટીયર પાને ૩૨.)

ઉમેદવાર પાસેથી વફાદારીનો સોગંદ (મીશાક) લઇ મંડળીમાં દાખલ કર્યા પછી તેને અરબી સાહિત્યની કેળવણી આપે છે. તે પછી ઇસલામનું સાદું ઇશ્વરી જ્ઞાન એટલે તત્વજ્ઞાનની કીતાબો, જે ૧૫મા પારામાં બતાવવામાં આવી છે, તે શીખડાવવામાં આવે છે. ત્યાર પછી આગળ વધતા તેને ઇસલામના સીધ્ધાંતોનું રૂપ કથન (તાવીલ)ની માઅના (અર્થ) શીખડાવવામાં આવે છે અને તાવીલ, હકીકત અને ઇસમાઇલીયા પંથના સિધ્ધાતોની છુપી કેળવણી આપવામાં આવે છે. મસાએખના ઉંચા હોદ્દા માટે મુખ્ય કીતાબો ઇખવાનુસ્સફાના (૫૨) રીસાલા, રહતુલ અકલ, તાવીલુદ્દાએમ અને મજાલીસે મોઅય્યદ શીખડાવવામા આવતી. (જુઓ મોસમે બહાર ૩જી જીલદ પાને ૬૧૮.) મુંબઇ ગેઝેટીયરના કર્તા આ કોલેજના બાબત નીચે પ્રમાણે લખે છેઃ—

"જુવાન્યાઓને મુલ્લાંઓની ફરજો શીખડાવવા માટે એક કોલેજ ઈ. સ. ૧૮૦૭–૧૮૦૯માં સુરત મધે સ્થાપવામાં આવી હતી અને તે હજુ પણ છે. જો કે ઇ. સ. ૧૮૯૭માં ખર્ચમા મોટી રકમને કમી કરી હતી તો પણ વાર્ષિક ખર્ચ રૂ. ૧૦૦૦૦નું રાખવામાં આવ્યુ હતું. આ કોલેજમાં ૫૦ થી ૨૦૦ છોકરાઓને મુફ્ત કપડા અને ખાવાનું આપી અને અરબી, રેખાગણીત, તર્કશાસ્ત્ર તથા ઇશ્વરી જ્ઞાનના કાયદાઓ શીખડાવવામાં આવતા. હિન્દુસ્થાન અને અરબસ્થાનમાથી કેટલાક વીદ્યાર્થીઓ આવતા, જેઓમાંથી ઘણા ખરા આશરે ત્રણ વરસ માટે રહેતા." (વોલ્યુમ બીજાના ૯મા ભાગના પાને ૩૨.)

બીજે ઠેકાણે યાદીમાં કારણો બતાવેલા છે કે કમનસીબે આ કૉલેજ પડી ભાંગી છે અને આજે એટલે ઇ. સ. ૧૯૧૯માં ઉપલી કોલેજ નામની મકતબ કે સાધારણ નીશાળ થઇ ગઇ છે અને વળી તેમાં સારા અને અનુભવી શીક્ષણો પણ નથી.

૪૩મા દાઇ સઇયદના મૈફુદ્દીનનો આવા મોટા પાયા ઉપર આ દર્સ ચાલુ કરવામાં એજ હેતુ હતો કે બ્રિટીશ રાજ્ય નીચે લોકો ધાર્મીક આબાદી, શાન્તી અને આઝાદીનો લાભ લઇ અને આ ઉંચા પથની કેળવણી મોટા વીસ્તારમાં ફેલાઇ અને હરીફાઇની રીત ખુલ્લી થાય.× પણ આજ કારણોએ વેપારને ખીલવ્યો અને કોમમાં દોલત વધી. સાથે સાથે ધર્મગુરૂ વર્ગ (આ ધર્મગુરૂ વર્ગોથી હુ સ્થાનીક આમીલો, તેના નીચેના મુલ્લાંઓ અને પેશ ઇમામોની ગણું છું "જુઓ પારા ૧૭.")ની ધાર્મીક સત્તા અને આવકની એટલી બધી લાલચ વધી પડી કે યોગ્યતાથી થતી ધર્મગુરૂ વર્ગની ચુંટણીના અમુક કાયદાને તજી દેવામાં આવ્યો અને ૪૭મા દાઇ સઇયદના નજમુદ્દીન ચોથાના વારસોએ ધાર્મીક સત્તાના ઉંચા હોદ્દાઓ (દાઇ, માઝુન તથા મુકાસીર)ને ધાર્મીક અને સાહીત્યના ગુણ દોષની દરકાર કર્યા વગર પચાવી પાડયા.

આ આપ મતલબ ચાલાકીની મજબુત કરવાને આ ખુલ્લા હરીફાઇના કાયદાને નાશ કરવા વગર અશક્ત હતી. આ કારણને લીધે સુરત મધેના દરસમાં રફતે રફતે ધાર્મીક કેળ-

× વધુ બયાન માટે જુઓ "ગુલઝારે–હકીમી" પુસ્તક ૧૧ અંક ૬ પાને ૨૩૧. 'રફીક.'

વણીને કબજે કરવાની ફરજ પાડી. આજ કારણના લીધે મી૦ કેમ્બલ કહે છે કે જે ઇ. સ. ૧૮૦૯માં મોટા પાયા ઉપર હતી તેમાં ઇ. સ. ૧૮૯૭મા ખર્ચમાં ઘટાડો કરવામાં આવ્યો હતો અને આજે યાને ૧૯૧૯માં ફકત નામનીજ નીશાળ (મકતબ) છે. આ આપ મતલબી પોલીસી, જેનુ મુળ સ્વપ્રેમમા છે અને જેનો અર્થ બીજા બધાના લાભને લાત મારી પોતાનાજ લાભ તરફ જોવામાં છે, તેને કબીરાહ (મોટો) ગુનાહ કહી શકાય. ધર્મગુરૂ વર્ગની પાછળ હઠવાની આ ભયકર ચાલાકી યાને જોગવરીએ તેઓના માનનારાઓમાં ઇલ્મ અને કેળવણીની રોશનીને બધ કરવાની પ્રતિપક્ષતાનું કુદરતી પરીણામ શું આવ્યું? તે વોહરા કોમી, માસીક ચોપાન્યુ "ગુલઝારે–હકીમી"ના પુસ્તક ૧૦ અંક ૧લો હી. સ. ૧૩૨૭ના મોહરમમા અધિપતીની નોધમા તેમજ પુરવણી "૬ ' ૧૬મા સ્પષ્ટ જોવામા આવે છે.

દરેક વોહરા મથકોએ સાધારણ તેમજ પ્રાથમિક નિશાળોમા સંસારીક તેમજ ધાર્મીક કેળવણી ચાલુ કરવામા આવી છે અને તે મથકો સામે ધર્મગુરૂ વર્ગ ખુલ્લી પ્રતિપક્ષતા કરી છે.

તે બીહવા જેવુ છે કે છુપા સિધ્ધાંતોથી ગુંચવાએલી અને મહેનતથી આગળ વધવાની આ ધાર્મીક દાવત માટે સર્વમાન અને જીન્નામા નાબુદ થાય કેમકે સુરતની કૉલેજ (દરસ)ના ભાગલાઓની સ્થીતી હાલના હાકેમ નીચ વધુ બગડેલી છે. જો વડા ધર્મગુરૂના વહેમી અને જાહેલ માનનારાઓ બીન કેળવાએલા રહેશે તો તેઓ લાખો રૂપીઆ તેની દરબારની જાહોજલાલી માટે અને તેના માનનારાઓ અને કુટુંબીઓની મંડળીની દરબારો માટે પુરા પાડશે.

આ બીક જુડી છે તે ઉપરાંત શકાશીલ છે કે આ સ્વતંત્ર અને આગળ વધવાના દીવસોમા ઘાતકી અને જંગલી દાઓ* વિગેરે, તે ચોપાન્યા અને કેળવણીના માટે ઇનાસન્ટ ત્રીજા (ઈ. સ. ૧૧૯૮)ના વખતના પાદરીની કોર્ટો જેવા અસરકારક થશે. (ઇનોસન્ટ ત્રીજાના ઇતિહાસ માટે જુઓ પોપ્યુલર એન સાઇકલોપાડીયા વા. ૭મુ પાને ૩૪૫.)

એ તો ખરૂ છે કે વોહરા કોમ ઉદ્યોગી અને સાહસીક કામો ખેડનારી છે, તો પણ તેઓમાં ૯૫ ટકા ધર્મચુસ્ત, વહેમી અને જાહીલો છે. જો કે ખાસ કરી ધર્મગુરૂ વર્ગને અરબીમા કેળવણી અપાએલી હોય છે તો પણ તેઓ કેળવણી સામે પ્રતિપક્ષતા કરતાં કહે છે કે, અંગ્રેજી કેળવણી ઇસલામના ધર્મનુ નુકશાન કરે છે. આ જુઠી અને પાયા વગરની બીકના જવાબમા હું તેઓને સર ઇબ્રાહીમ રહેમતુલ્લાના તા. ૨૮–૧૨–૧૮ના ભાષણ તરફ ધ્યાન ખેંચીશ, જેઓ સુરત મધેની મુસલીમ કેળવણી કોનફરન્સના પ્રમુખ હતા અને જેઓ હીઝ હોલીનેસ સરદાર તાહેર સૈફુદ્દીનના માનવંતા પરોણા હતા. હુ સર ઇબ્રાહીમના પોતાનાજ શબ્દો અંત્ર ઉતારી લઉછું "હુ સમજી શકતો નથી કે આવી દલીલ લઇ આવનાર આ લોકો ઇસલામ, કે જેને તેઓ ચાંહે છે, તેને કેટલું નુકશાન પહોંચાડે છે. તેઓની

* પુરવણી "L"માં કોર્ટોથી થતા દાઓના દાખલાઓ જે બતાવ્યા છે તે "નોટ–સબ–જુડીસ"ના વર્ગો નીચેની જુજ નોધ આપે છે.

જરી-પુરાણી વલણથી બીજી કોમો ઉપર એવી છાપ પાડે છે કે ઇસલામ ધર્મ શું એવો નબળો સબળો હશે કે પશ્ચિમા સંસ્કાર સાથે જોડાતાં તે ઉડી જાય?"

વોહરા સુધારક પક્ષ તેઓના વડા ધર્મગુરૂની આપ અખત્યાર આત્મિક સતાને વધાવે છે; કારણ કે તેઓ સંપુર્ણરીતે જાણે છે કે જો તે સતા સરસરીતે અને ખરીરીતે વાપરવામાં આવે તો તેથી તેના ધર્મના જગલી માનનારાઓ ઇસલામની ટેવોનો મહાવરો પાડશે અને જો સંસારીક કેળવણીને ધાર્મીક કેળવણી સાથે જોડી દેવામા આવે તો ધર્મ જનુની વોહરાઓ સાધારણ અને પ્રાથમિક શાળાઓમાં સંસારીક કેળવણીને ખુશીની સાથે લેશે.

હજુ વોહરાઓ માટે જુદે જુદે ઠેકાણે બોર્ડીંગોની જરૂર છે. આ જરૂરીયાતના લીધે વોહરા હાઇ સ્કુલને બુરહાનપુરમા ચાલુ કરવામા આવી હતી. (જે શહેર વહોરાઓની પવિત્ર જગ્યા છે અને જ્યાં હાલના વડા ધર્મગુરૂની મા સાહેબા જન્મેલા હતા અને હીઝ હોલીનેસના મોટા બાવા સુતેલા છે. ત્યાં ત્રણ વલીયોના કુબ્બા છે. "સૈયદી હકીમુદ્દીન, તે દાઇ ૩૪ અને ૪૦માના દાદા છે. સઇયદના ઝકીયુદ્દીન, તે પોતે ૪૧મા દાઇ છે અને રાજપવરશી મુલ્લા રાજના ૮ દાઇઓના દાદા છે. સૈયદી શેખ જીવણજી ૭ દાઇઓના દાદા છે.' તે સાથ હિન્દુસ્થાનના ૨૬ દાઇઓમાથી ૧૮ દાઇઓ ત્યા રહેલા છે.)

આશા રાખવામા આવે છે કે દોલતમદ અને સાહમીક વોહરા કોમ ખરા દીલથી સુરત, કરાચી, જામનગર, ઉજજેન અને મુબઇની આસપાસ વોહરા વેપારીક કેળવણી માટે હાઇ સ્કુલો ખોલશે.

---

## કીતાબોની ટીપ.

### (જે એક વખત સુરતના દરસમાં જુદા જુદા હોદ્દાઓ માટે શીખડાવવામાં આવતી હતી.)

### (ક) સાહિત્ય. (ઘણીખરી કીતાબો સાહિત્ય ઉપર છપાએલી હોય છે.)

#### (૧) કાવ્યમાં......નીચેના પવિત્ર કવીઓની દીવાનો.

મોલાના અલી (સ. અ.) સઇયદના તમીમ ઇબને મોલાના મોઇઝ. (૧૪મા ઇમામ.) સઇયદના હુશેન ઇબને આમીન. (૧૬મા ઇમામ હાકીમના દાઇ.) સઇયદના મોઅયદદીદદીન. (૧૮મા ઇમામ મુસ્તનસીર બીલ્લાહના હુજજત.) સઇયદના અબદુલ્લાહ. (૩જા દાઇ.) સઇયદ-નલ ખત્તાબ. (હુરરતુલ મેલાકા ભત્રીજા.) સઇયદના અલી બીન વલીદ. (૨૫મા દાઇ.) સઇયદના અબદુલ કાદર નજમુદ્દીન. (૪૭મા દાઇ)

દીવાને મુત્તન્નીબ, દીવાને મહમદ બીન હાની, સબાઇ મઆલેકત, કલીલાદમના, કસીદએ બુરદા, કસીદએ-હમઝીયા, કસીદએ-કરરીયા, સબાઇ-અલવીયાત; (કર્તા ઇબને હદીદ. નહજુલ બલાગના ટીકાકાર.)

**(૨) વાંચનમાં......** હદીસએ બની ઇસરાઇલ, કીતાબ-ઉત્તોરાત, કીતાબુઝ-ઝબુર, નહજુલ બલાગ (કર્તા મોલાના અલી.) અકલીમએ-અમીરૂલ મુમેનીન-અલી. (સ અ) શાહબન્નબવી, ખુતબએ રસુલીલ્લાહ, કીતાબુત્તઝકીરાત, બીલોહર અને યુઝાસફ.

## (ખ) ઇતિહાસીક કીતાબો.

(૧) અયુનુલ અકબાર, સાત જીલદ; કર્તા સઇયદના ઇદરીસ. (૧૯મા દાઇ.) (૨) અઝહર, સાત જીલદ; કર્તા હસન બીન નુહ. (સઇયદના ઇદરીસના વખતમાં.) (૩) કીતાબે રોઝ તુલ-અખબાર; કર્તા સઇયદના ઇદરીસ. (૪) કીતાબે નહઝુલ અખબાર; કર્તા સઇયદના ઇદરીસ. (૫) સેરાઉલ અખબાર; ચાર જીલદ, કર્તા સઇયદના કાઝી-નોઅમાન. (કાઝી-નોઅમાન ૧૪મા ઇમામ મોલાના મોઇઝ બીલ્લાહ અને ૧૫મા ઇમામ મોલાના અઝીઝ બીલ્લાહ હી. સ. ૩૪૧-૩૮૬ના વખતમા વડા ધર્મગુરૂ અને કાઝી-ઉલ-કાઝાત હતા.) (૬) કીતાબે ઇફતીતા હૃદદાવત; કર્તા સઇયદના કાઝી-નોઅમાન. (૭) કશર્ફઝ-ઝીલમ-ફી-ઇમતીનારીલ ઇમામ, કર્તા કાઝીનો અમાન. (૮) સીરતે કબ્દુલ કોઉદ જોહર. (૧૪મા ઇમામ મોલાના મોઇઝ બીલાહના સીપેહસાલાર હતા.) કર્તા કાઝી-નોઅમાન. (૯) સીરતે-જાફરૂલ હજીબ. (૧૦) સીરતે ઉસ્તાદ જુઝાર (નજીબુદોલા અબુલ કાસીમ બીન અલી બીન અહમદ જુઝાર, ૧૭મા અને ૧૮મા ઇમામના વડા પ્રધાન હતા. હી. સ. ૪૧૮ થી ૪૩૬ સુધી) (૧૧) સીરતે મોઅય્યદીયા (૧૨) કીતાબે ઇસ્તીતારૂલ ઇમામ, કર્તા એહમદ નહપુરીયા. (૧૫મા ઇમામ મોલાના અઝીઝના દાઇ.) (૧૩) મજાલીસે હાતીમી, કર્તા સઇયદના હાતીમ. (૩જા દાઇ.) (૧૪) તરીખી મહમદ બીન ઇસહાક અને મીકીઝી (અલમવાઇઝ-વલ-એતેબાર; "ફાતેમીઓનો ઇતીહાસ" નામ છે. કર્તા મીકીઝી) પણ વંચાતી હતી. (૧૫) મમતાઝુલ અખબાર.

**(ગ)** ફીકાહ કે ઇશ્વરી જ્ઞાન ઉપર કીતાબો. (ઇશ્વર જ્ઞાનની ટીપ જે આપવામાં આવી છે તે સુરતની કોલેજના વિદ્યાર્થીથી મે મેળવી છે તે ફુરૂગલની "ફેહરીસ્ટ" કીતાબમાં બતાવેલી કીતાબોથી સરખામણી કરવા માટે કામમાં લઇ શકશે)

(૧) દાએમુલ ઇસલામ, બે જીલદ. (૨) મુખતસે-રૂલ-આસાર, બે જીલદ. (૩) કીતાબુલ યનબુ ફીલફીકાહ. (૪) કીતાબુલ અખબાર. (૫) કીતાબે મનબા-ઉલ-ફરાઇઝ. (૬) કીતાબે રહતે-વત્તસલી. (૭) રીસાલાએ ઝેતુલ બરયાન. (૮) તકવી-મુલ-અહકામ. (૯) કીતાબુલ હવસી. (૧૦) મફ્ની-ફુન-નીયામત. (નંબર ૧ થી ૧૦ના કર્તા સઇયદના કાઝી-નોઅમાન છે.) (૧૧) મજમુઉલ ફીકાહ, કર્તા સઇયદના યુસફ. (૨૪મા દાઇ.) (૧૨) કીતાબે અસી-માહલી-નફસીલ-મુહતદીન, કર્તા સઇયદના ઇદરીસ. (૧૩) તનબી-હુલ-ગાફેલીન; કર્તા સઇયદના ઇબ્રાહીમ બીન હુશેન (૧૧મા દાઇ) (૧૪) તનબીહુલ હાદી; કર્તા સઇયદના હમીદુદદીન સાહેબ.

(૧૫) મજમુ–એ–મસાઇલ; કર્તા સઇયદના હાતીમ. (૧૬) મજમુઅને તરબીયાદ: કર્તા સઇયદના મહમદ બીન તાહેર.

(ઘ) તાવીલ અને હકીકત ઉપર એટલા બધા પુસ્તકો છે કે અહીં વર્ણવી શકાય નહિ.

(અ) તાવીલ કે ગુચવણ ભરેલી વાતોનો ખુલાસો કે ઇસ્લામના અરકાન.

(૧) તાવીલુદ્-દાએમ: કર્તા સઇયદના કાઝી-નોઅમાન. (૨) ઇસ્મીયાના-મસાઇલ–કીતાવીલ: કર્તા મહમદ બીન તાહેર. (૩) તાવીલે–મનમુ–ખુન–૭૭૪; કર્તા અજમઅલી હમાદુદ્દીન.

(બ) હકીકત. આ કીતાબોને ચાર ભાગમા વહેંચવામા આવેલી છે.

(૧) પહેલા ભાગમાં તને સાહિત્યના તત્વજ્ઞાનીક ભાગને શીખડાવવામા આવે છે અને ધર્મ સાથે તત્વજ્ઞાન કેવીરીતે મળતું છે? તે બતાવવામાં આવે છે. ઇખવાનુસ્સફાના બાવન રીશાલાઓને (કર્તા ૯મા ઇમામ મોલાના અહમદ બીન હુશેન.) વિષય તરીકે શીખડાવવામાં આવે છે.

(૨) બીજા ભાગમા નીચેની કીતાબોને શીખડાવવામાં આવે છે:—૧૪મા ઇમામ અઝીઝ બીલ્લાહના પ્રખ્યાત હુજ્જત કાઝી–નોઅમાનની લખેલી છુપી કીતાબો, (ઈ. સ. ૪૨૭–૪૮૭.) સઇયદના જાફર-અલ મનસુરની કીતાબો, અલી યાકુબ સજીસ્તાનીની કીતાબો, અલી હાતીમુર-રાઝીની કીતાબો.

(૩) નીચેના ગ્રંથકર્તાઓની કીતાબો આ ભાગમા શીખવવામા આવતી. બાબુલ–અલવાબ યાને વડા ધર્મગુરૂ સઇયદના મોઅયદ સાગાઝી, સઇયદના અલી બરકાત, સઇયદના બદરી જમાલી.

(૪) આ ભાગમા ૧૫, ૧૬ અને ૧૭મા ઇમામોના બાબુલ અબવાબ સઇયદના હમીદુદ્દીનની કીતાબો શીખડાવવામાં આવતી.

આ બાબતનું પુરૂ બયાન મહમદ બીન ઇસહાક અન્નાદીમની "ફેહરીસ્ટ"નો તરજુમો કરનાર ડો. ફુગલના ઉપદેશ પાંચના અધ્યાય બીજામાં મલી શકશે. તેઓમાની થોડીક હસ્ત લેખીત કીતાબોને પેરીસની પુસ્તકાલયમા સગ્રહી રાખવામાં આવી છે.

---

## તેઓના હાલના દાઇ.

તેઓના હાલના દાઇ સઇયદના તાહેર સૈફુદ્દીન છે, જેઓ ઇ. સ. ૧૮૮૬માં જન્મ્યા હતા અને હાલમાં તેઓની ઉમર ૪૦ વરસની છે. દાઇ અથવા જેને વોહરાઓ સૈયદના (અમારા ધણી) કહે છે, તે સંસારીક અને ધાર્મીક બાબતોમાં તેઓના હાકીમ છે. તે મુજબ

ઇલ્કાકાના પહેલા વર્ગના સરદાર+ના હોધ્ધેદાર છે. તે હિન્દુસ્થાન અને અરબસ્થાનમાં યમનના આશરે બે લાખ વોહરાઓના ધાર્મીક સરદાર છે. તે મોટી આબરૂમા રહે છે અને તેના પરોણાઓની ખુલ્લી ઉદારતાથી પરોણા-ચાકરી કરે છે. તેને મોટા માન સાથે બોલાવવામાં આવે છે. કોઇ પણ વોહરો તેને "વાગ મુલ્લાજી" કે "વડા મુલ્લાજી" કહી બોલાવતો નથી. તેના મુરીદો વચ્ચે તેના ધર્મચુસ્ત માનનારાઓ તેને ઇમામના (જે ઇમામ ખુદાઇ હુકમ આપનાર પેગમ્બરના નાયબો હતા, તેના) સીધા પ્રતીનીધી તરીકે માને છે.

તે આમીલા અથવા મુલ્લાઓ કે નાયબ ધર્મગુરૂઓને દરેક વોહરાના જગડાના ફેસલાઓ કરવા માટે ચુટે છે. આ ધાર્મીક નાયબોને તેમજ મકતબ માટે ધાર્મીક શીક્ષકોને સૈયદનાની પોતાની આવકમાથી નહિ પણ સ્થાનિક ઉઘરાણામાથી પગાર આપવામાં આવે છે. જ્યારથી સુરતના દરસની સ્થિતી નબળી પડી ગઇ છે ત્યારથી આમાના ઘણાં સ્થાનિક આમીલો અને મુલ્લાંઓએ આલીમ તરીકેની આબરૂ ગુમાવેલી છે. ગમે તેમ જુના રીવાજો કે બંધારણના કાયદાઓને વધારે માન આપવામા આવે છે અને સ્થાનીક મુલ્લાઓ તેઓના જાહેલીયતપણાના સબબ હજુ પણ સઇયદનાના જાહેલ અને ધર્મચુસ્ત ધર્મ જનુનીઓ ઉપર મોટી સત્તાને વાપરે છે.

ક્રિયાઓના પ્રસગો ઉપર સઇયદના તેની ગાદી ઉપર બેસે છે. તેની સનાની યાદીમા તેના સામે પીછીઓ રાખે છે અને તેની ઉપર ઉડાડે છે. જેમ વોહરાઓ દાખલ થાય છે તેમ તેઓમાંના ઘણાખરાઓ ત્રણ સીજદા કરે છે અને તેની સામે હાથ જોડી ઉભા રહે છે. જેવા લાયક હોય તેવાને "બેસવાને" અને બીજાઓને "ઉભવાને" કહે છે.

વરસમા એક વખત, ૧૮મી જીલહજ (યવમુલગદીર)ના દીવસે હમેશ મુજબ દરેક ધર્મચુસ્ત દાઉદી વોહરો તેના હાથને સૈયદનાની હથેલી ઉપર કે તેના સ્થાનીક મુલ્લાંના હાથોમા મુકી અને વફાદારીના સોગદ (મીશાક) લે છે. (જુઓ પુરવણી '૨') આ અહેદ દાઇ મારફત વખતના ઇમામ તરફ લેવામા આવે છે.

બધી ધાર્મીક અને સસારીક જંજાલોને અંકુશમાં રાખવાનો એક સહેલો રીવાજ છે. દાખલા તરીકે કોઇ પણ વડા ધર્મગુરૂ પાસેથી રજા લીધા વગર નમાઝ પઢાવી શકે નહિ. અકીકા કરતાં; જાહેરી જમણો આપતા, મદરેસા ખોલતાં, લગ્ન ક્રિયા કરતાં, મરણ

+ પહેલા વર્ગના સરદારનો ઇલ્કાબ મી. બીનીગ ગવર્નર તરફથી સઇયદના ઇઝુદદીન બીજા, તે ૪૪મા દાઇ અને સૈયદના ઝેનુદદીન બીજા, તે ૪૫મા દાઇને આપવાને કહેવામાં આવ્યું હતુ. આ બન્ને દાઇઓએ આભાર સાથે ના પાડી, માન સાથે કહ્યું હતુ કે તેઓ દુન્યાવી માનના ઇલ્કાબ માટે દરકાર કરે છે; પણ ગવર્નમેન્ટ તેઓના માનનારાઓની તરફ માયા ચાલુ રાખવાને અરજ ગુજારે છે. ગમે તેમ તેજ દુન્યાવી માન ફરી ઇ. સ. ૧૮૬૬માં હીઝ એક્સેલન્સી સર બર્ટલે ફ્રીઅર, તે મુબઇના ગવર્નર તરફથી આપવાને કહેવામાં આવ્યું હતુ અને તે ઉપકાર સાથે ૪૭મા દાઇ સૈયદના નજમુદદીન ૪થાએ કબુલ કર્યો હતો (જુઓ પુરવણી "G" નંબર ૧૯.)

ક્રિયાઓ કરતા, ત્રીજીયા, ચાલીસમા અને વરસી વીગેરે કરતા, બધામા વડા ધર્મગુરૂની કે સ્થાનીક આમીલની રજા લેવી જોઇએ છે.

બીજા પ્રસંગો ઉપર નાનની પણ રજા લેવી જોઇએ છે કોઇ પણ ધાર્મીક કીતાબ આવી રજા લીધા વગર પ્રસિધ્ધ કે તરજુમો કરી શકાય નહિ.

એક હથુ સત્તાનો રીવાજ આ સરસ મધરાઓથી કોમની ધરી છે. આ એક હથુ સત્તાનો રીવાજ છે કે જે ફક્ત આ કોમે ખરીરીતે હિન્દુસ્થાનના મુસલમાન રાજાઓના પ્રપચી અદાવત અને તેજદાર જુલમથી બચવા માટે નાખવામા આવનો હતો

ખરૂ જોતા આ કબજાનો અને દાબનો રીવાજ કંઇ ધર્મ પુસ્તક ઉપર આધાર રાખતો નથી, પણ ઇસનામ આવા રીવાજને સકટમાં ગૃહણ કરવાની છુટ આપે છે. આ રીવાજોના ઘણા ખરા ચોખ્ખા હિન્દુસ્થાનના છે દાખલા તરીકે મરણ ક્રીયાઓના જમણો તેઓએ વખતો વખત દાઇઓ પાસેથી વખતના જરૂરી હુકમો મેળવવા માટે દાખલ કરેલા છે. જો કે તે વખતે એવા જગલી ધર્માધો હતા કે જે કઇ તેઓના દાઇ મારફત માસુમ ઇમામના ઇશ્વરી શબ્દો સાભળતા તો તેના તેવા હુકમોના તત્વજ્ઞાનનો સવાલ કર્યા વગર તેઓનુ માનતા હતા, તો પણ તેઓ કદી નઠારી રીતે તેને વાપરતા નહિ અધુરી કેળવણી, આપમતલબ હેતુઓ અને ધાર્મીક રીવાજોને નઠારી રીતે વાપરવાથી સૈયદનાના માનનારાઓ વચ્ચે મોટી ચળવળ પેદા કરી છે તે કમનસીબ બનાવોએ મુબઇ અમરેલી, ઉજ્જેન, ભોપાલ અને બુરહાનપુરમા જગડાઓ ઉભા કરેલા છે આ બધુ ધર્મગુરૂ વર્ગની નાલાયકી અને ગેર વહીવટ જાહેર કરાવે છે.

બીજુ અરબી અને અંગ્રેજીની પદ્ધતિસર કેળવણીનો જે ખુલ્લો નીરોધ ધર્મગુરૂ-વર્ગ કરી રહયો છે, તે જમાનાની ચાલથી વીરૂદ્ધ હોઇ અને તો મજકુર વર્ગના ઉપરજ આવી પડશે તેઓ વીરૂધ્ધની હીલચાલ જે હાલ શરૂ થઇ છે તે વધારે બળવત થતી જશે

કમનસીબે હાલના સઇયદના અને તેનો ધર્મગુરૂ-વર્ગ એમ માની રહ્યો છે કે સુધારકોની પાર્ટીને જેમ જુના જમાનામા પોપે મુનકીર તરીકે તે વખતમા પ્રોટેસ્ટટોને કાઢી મુકયા હતા તેજ પ્રમાણે મજકુર પાર્ટીને પણ કાઢી મુકી શકાય છે. સ્વતંત્ર, આઝાદી અને પ્રજાસત્તાક રાજ્યના વખતમા દોલતમદ સુધારકો કોઇ પણ આત્મિક દરજ્જાઓ કે ખુદાઈ ઉતેજનની સરસાઇ કરનારનો દાવો કરતા નથી, જેમ જાફર, અલી સુલેમાન, હેપતુલ્લા અને નાગાપુરી અબદુલહુસેને કર્યુ, પણ માન અને નમ્રતાથી સઇયદનાને ફાતેમી મઝહબના છુપા હેતુઓની નીયમીત કેળવણી, જેમ તેઓના અગાઉ થઇ ગએલાઓએ કર્યુ, તેમ તે ફરી ચાલુ કરવાને અને તેના માનનારાઓ વચ્ચે સમાજીક કેળવણી વધારી બીજી કોમના ભાઇબધોની ગણત્રીમા તેના માનનારાઓ ચઢે અને તેની ૧૦-૧૫ લાખની આવકમા થી થોડા લાખ કેળવણી ઉપર ખર્ચે એમ અરજ કરે છે.

તે દીલગીર થવા જેવુ છે કે ધર્મગુરૂ-વર્ગોની પ્રતિપક્ષતા બહુ દુર ચાલી ગઇ છે અને હાલના ઇઝઝત લેવાના કેમમા આબરૂ ચાલી ગઈ છે.

## ખાન બહાદુર ફખરૂદદીન,

વિરૂદ્ધ......

### શેખ તૈયબઅલી, તે સૈયદનાના મામા અને બીજા પાંચ જણાઓ......

બુરહાનપુર હાઇસ્કુલના સેક્રેટરીને નાત બહાર કાઢવા માટે અપીલની જજને ૧૯૧૫ના કેસ નંબર ૫૫ની યાદી આપે છે. તેમા ખાસ ટીકા કરેલી છે; "વડા ધર્મગુરૂ આગળ વધેલા પક્ષ સામે તેના અભણ ધર્મચુસ્ત માનનારાઓની બહુમતીથી પ્રતિપક્ષનો ટેકો આપી કહે છે કે ધર્મચુસ્ત પક્ષને અસલ રહેવાનો હક છે." (જુઓ જજમેન્ટ પારા ૧૯.)

સૈયદનાની આ ગુચવણ પ્રતીપાદક શાક્ષી ઉપર આધાર રાખતો નથી; કેમકે તે પોતે બહુમતીનો વીચાર પ્રતીપક્ષ ઉપર આધાર રાખે છે. બનવા જોગ છે કે આ દંગખોરોના ટોળાની અભણ બુમ હાલના વખતમાં વખાણપાત્ર સુધારા માટે પ્રત્યુતર હોય.

હાલના સૈયદનાના નીચેના તાબેદાર ધર્મગુરૂ વગે જંગલી ધર્માંધોને કેળવણી ન આપવાના બચાવ માટે મુખ્યત્વે કરીને જોખમદાર છે. આ સંબંધમાં હું મુર્ખ પત્રકાર અને તેના સ્થાપનારનું અમુક કામ તરફ ધ્યાન ખેંચીશ કે જે ઇતિહાસનો કોઇ પણ વિદ્યાર્થી કદી પણ ઇનકાર કરવાની હીમ્મત કરશે નહિ.

(૧) ગુલામગીરીના વિરૂદ્ધ કાયદાના ઇતિહાસનું વાચન ઇ. સ. ૧૮૪૩–૧૮૭૬ના વચ્ચે દેખાડશે કે આફ્રીકાના ગુલામોએ પણ ગુલામગીરીના કાયદાના ભંગ સામે બચાવ કર્યો.

(૨) ક્રિષ્ટ અને જંગલી હિન્દુઓએ સતિના ભંગ સામે બચાવ કર્યો.

(૩) હાલમાં પણ અભણ ગામડીયાઓએ મુફત અને ફરજીયાત સાધારણ કેળવણી બીલના ભંગ સામે બચાવ કર્યો.

જો તાબેદાર આમીલો જુના સ્થાપેલા રીવાજોનો ગેર ઉપયોગ કરે અને તેઓની ધાર્મીક સત્તાને નઠારીરીતે વાપરે તો એક દીવસ એવો આવશે કે જેમાં વોહરા સુધારકો તાબેદાર આમીલોની સ્વતંત્ર લહેરો અને તેના અયોગ્ય અનુરાગીઓથી આ ખરા પંથના રીવાજોના કાયદાઓ બાંધવાની જરૂર જણાશે.

ગમે તેમ મને પુરી ખાત્રી છે કે આ બાબતમાં ગવર્નમેન્ટના દાખલ થવા પહેલાં યોગ્યરીતે ફેસલો થઇ જશે અને આ જગડાનો અંત આણશે. હીઝ હોલીનેસ સૈયદના તાહેર સૈફુદદીન, જેઓ ભણેલા અને કેળવણીના હીમાયતી હોવાનું તેમજ વિચારવંત અને ઉંચ કેળવાએલા હોવાનું માન ધરાવે છે, તેઓ આ જગડાઓના અંત લાવશે અને તાબેદાર ધર્મગુરૂને તેમ કરવાથી રોકશે.

શેખ ફૈઝુલ્લાભાઇના કહેવા પ્રમાણે હું અત્રે નોંધ ટાંકવાને ખુશી થાઉછું: "હીઝ હોલીનેસ સૈયદના તાહેર સૈફુદદીન (ત. ઉ.)ને વર્તમાન કેળવણીના સિદ્ધાંતો અનુસાર કેળવણી આપવાનું શરૂ કર્યું છે. જેના સારા ફળ આવવાની આશા રાખી શકાય." જુઓ પુરવણી "૬" નંબર ૧૭ પાને ૧૭. **(આમીન!)**

# જકાતો.



## દાઈઓ, નાયબો, આમીલો કે નાયબ મુલ્લાઓથી ઉઘરાવવામાં આવતી જકાતો.

**દાઈ કે વડા ધર્મગુરૂ, જે ઠાઠમાઠથી મહેલોમાં રહે છે, તેનું, તેઓના નાયબો અને સગા વહાલાઓનું ખર્ચ મેળવવાને આવકના નીચે પ્રમાણે રસ્તાઓ છે.**

---

(ક) જકાત, ધાર્મીક લહેણા તરીકે ઉઘરાવે છે. (ખ) ખાસ ઉઘરાણું. (ગ) દંડો. નંબર (ક) નીચે ધાર્મીક લહેણું નીચે પ્રમાણે આવે છે:—

(૧) ઝકાતુસ્સલાત (નમાઝની જકાત) માથા વેરો છે. દરેક વોહરા પાસેથી દર માણસ દીઠ બે આના લેખે ઉઘરાવવામાં આવે છે.*

(૨) ઝકાતુલ ફીતરા. (રોઝાની જકાત) બીજો માથાવેરો. દરેક માથા દીઠ ૪ આના લેખે.

આ બે જકાતો નીયમસર ઉઘરાવવામાં આવે છે. દર વર્ષે ખરા મનથી આમીલ મારફત રમઝાન માસમાં ભરવામાં આવે છે. કુલ ઉઘરાણામાં દર વર્ષે રૂા. ૭૫૦૦૦ની ધારવામાં આવે છે.

(૩) હકકુન્નફસ. (મરનારના આત્મા ઉપર જકાત) દરેક મરનારના સગાને રૂ ૧૧૯ કે ૧૧૯ના ભાગની રકમ, ચાંદી યા સોનાના સીક્કાને મરનારના આત્માની મુક્તિ માટે ભરવાની હોય છે. ગરીબો જુજ રકમ આપે છે. અને કેટલીક વખત કંઈ પણ ભરતા નથી. આ ભાગમાંથી આવક દર વર્ષે રૂા. ૫૦૦૦૦ની ધારવામાં આવે છે.

(૪) લગ્ન કે નિકાહનુ લહેણું. આ હમેશાં દર નિકાહ દીઠ રૂા. ૧૧) પ્રમાણે ઉઘરાવવામાં આવે છે અને બીજા કે ત્રીજા નિકાહ માટે જકાત વધારે હોય છે. પૈસાદાર માણસો તેઓની શક્તિ મુજબ વધારે આપે છે. આ ભાગમાંથી ધારેલી આવક દર વર્ષે રૂા. ૫૦૦૦૦ની આશરે છે.

(૫) સલામે સય્યદના કે નગદ નજરાણું. (સય્યદનાને કે વડા ધર્મગુરૂને)

---

* વડા ધર્મગુરૂ તરફથી હાલમાં તે બે આનાથી ચાર આના ઉપર દર માથા દીઠ ચઢાવવામાં આવી છે. આ આવક આશરે ૧ લાખ ઉપર ગએલી છે. આ જકાતનું બયાન દાએમ-ઉલ-ઇસલામના બાબુઝ-ઝકાતમાં છે. આ દાએમો છપાએલા નથી પણ વોહરા મઆ-સેખોએ સંઘરી રાખેલી હોય છે.

(ક) તેની ગેરહાજરીમાં કોઇ પણ હિન્દુસ્થાનના ભાગમાં ખાસ ક્રિયાના પ્રસંગો ઉપર અને વડા ધર્મગુરૂની સાલગ્રેહની ક્રિયા ઉપર તેના આમીલ મારફત નગદ ભેટો મોકલવામાં આવે છે. દર વરસે રૂા. ૨૫૦૦૦ હજારથી ઓછી નથી.

(ખ) તેની હાજરીમાં આ સલામ કે નગદ ભેટ મોટી હોય છે અને દર વરસે રૂા. ૫૦૦૦૦ની આશરે થાય છે.

(૬) (ક) ઝકાતુદ્દાવત: દાવતના ફેલાવાને ચાલુ રાખવા માટે વેપારીઓને તેની વાર્ષિક આવકના અઢી ટકા ભરવા પડે છે, પણ ખાનગી નોકર કે રાજ્ય પાસેથી આ જકાત ઉઘરાવવામાં આવતી નથી. આ સૈયદનાની આવકનો મુખ્ય રસ્તો છે. દર વર્ષે કે બે વર્ષે એક વખત ઉઘરાવવામાં આવે છે. સૈયદનાના ભરૂસાદાર નાયબો ઠેકાણે ઠેકાણે ઉઘરાવવા માટે જાય છે. તેઓ હમેશા સૈયદનાના નઝદીકના સગા હોય છે અને દરેક જગ્યામાં તેઓ સાહેબુદ્દ–દાવતના નામથી ઓળખાય છે. તેઓની જાહોજલાલીથી પરોણા–ચાકરી કરે છે. એક વખતે બધા માટે મુફસીલ જગ્યાની જકાત પત્રિકા તઇયાર કરવામાં આવે છે. દરેક મુસાફરીમાં સાહેબુદ્દ–દાવત તપાસ કરાવ્યા પછી શુ ફેરફાર કરવા તેની હકીકત લખે છે. ફક્ત વધારે ધર્મચુસ્ત લોકો તેઓની ખરી આવકમાંથી આપે છે. સ્થાનીક વોહરા પણ હાજર ભેટ (સલામો) મુકરર કરેલી જકાત ઉપરાંત સાહેબુદ્દ–દાવતને આપે છે. કુલ ઉઘરાણું દર વરશે રૂા. ૩૦૦૦૦૦થી ઓછું નથી.

(ખ) ખુમસ, ખરો અર્થ પાંચમો ભાગ થાય છે. મુસલમાન રાજ્યના વખતમાં દરેક વિશ્વાસુ લડાઇમાં મેળવેલી તેની લુંટનો પાંચમો ભાગ જાહેર ખજાનામાં આપવાને બંધાએલો હતો. ઇશ્વરજ્ઞાની વોહરાઓએ પોતાની હાલત પર–રાજ્ય નીચે યોગ્ય થવાથી આ હુકમને મરડી નાખ્યો છે. તેઓ વિશ્વાસુઓને અણધારી આવકનો પાંચમો ભાગ સૈયદનાને આપવાની સલાહ આપે છે. (૧) ઓરીતી (તરકા) કે દુરના સગાઓમાંથી વારસની મીલકત. (૨) છુપો ખજાનો. (૩) પાચ દીકરાનો એક પાંચમા દીકરાને શીખવા યા કે નોકરી કરવા માટે સૈયદનાની પાસે મોકલવામાં આવે છે. છુટ અને સ્વતંત્ર બ્રિટીશ રાજ્યમાં આ ટ્રેઝર ટ્રોવના કાયદાનો ભાગ નકામો છે અને તેમાં કઈ પણ આવક નથી. (જુઓ પાને ૩૩ એફ. જી. વેલ્યુમ હમું ભાગ બીજો. કુરઆનમાં ૧૦–મી આયાત.)

(ગ) ફેત્રાત. (જુઓ દાએમુલ ઇસલામની જીલદ બીજી બાબુલ–ફેત્રાત.) રોઝા અને નમાઝની જકાત. આ પૈસાદાર માણસો, જેઓ માંદગી કે નાતંદુરસ્તીના લીધે બધા રોઝા કે નમાઝ કરી શકે નહિ, તેઓથી નગદ બદલો છે. ધાર્મીક કીતાબો પ્રમાણે આ ગરીબોને આપવી જોઇએ, પણ ઘણું કરીને ધર્મગુરૂ–વર્ગોને આપવામાં આવે છે. તેઓ જાહેરમાં ગરીબો અને ભુખે મરતાઓ માટે લે છે.

(૭) નઝર મુકામ. (મનસુર ઇમામને ભેટ.) દરેક ધર્મ ચુસ્ત વોહરો જયારે તે આગળ વધવા માટે કોઇ કામ ઉપર બહાર જાય છે અથવા તે દુ:ખી અવસ્થામાં હોય છે ત્યારે દાઇ મારફત આ નજરાણા માટે અમુક રકમ આપવાને બાધા લે છે. તે રકમને યાદ

રાખી આચર્યો રાખે છે જ્યારે તે (દાઈ) તેની જગ્યાની મુલાકાત લે છે ત્યારે દાઈને ભેટ આપે છે અથવા તેના આમીલ કે ભરૂમંદાર મુલાકાત લેનાર મારફત તેને મોકલવામાં આવે છે. આ ભાગ હેઠળ ધારવા પ્રમાણે રૂ. ૧૨૫૦૦૦થી ઓછી નથી.

આવી રીતે સરાસરી ધર્મગુરૂની વાર્ષીક આવક રૂ. ૧૧ લાખથી ઓછી નથી.× લડાઇના છેલ્લા ચાર વરસ દરમીઆન જ્યારે વોહરા વેપારીઓ ખાસ મોટી રકમો ફાયદાકારક વેપારમાં કમાણા હતા ત્યારે સઇયદનાએ તેની આવકના ભાગને પણ વધારો કર્યો હતો.

(ખ) ખાસ ઉઘરાણું. આ ધર્મગુરૂના ખીસા માટે ખાસ લહેણું ઉઘરાવવામાં આવે છે. દાખલા તરીકે:—(૧) કોમી કજીઆઓનું ખર્ચ. જે જગડાઓ હાલમાં જુદા જુદા ભાગોમાં ચાલી રહ્યા છે. (૨) ખાસ મંડળી અને ખાસ યોજનાઓના ખર્ચો.

(ઘ) દંડો. વડા ધર્મગુરૂ દોલતમંદ વેપારીઓની બે લાખની ધર્મચુસ્ત વસ્તી ઉપર સંસારીક અને ધાર્મીક કાયદાઓના ચલણમાં આપ અખત્યાર સત્તા વાપરે છે. તે કેટલીક વખત કજીઆખોર અને સુધારકોને નાત બહારની ધમકી આપે છે અને આઝાદ, સ્વતંત્ર અને અદલ ઇન્સાફી બ્રિટીશ રાજ્યનો લાભ લઇ સંસારીક દંડો ઉઘરાવે છે.

**આમીલો**—આ વડા ધર્મગુરૂના નાયબો દરેક વોહરાના મથકોમાં રહે છે તેઓ મોટા શહેરો અને ગામોમાં એખના હોદ્દામાં હોય છે. હીઝ હોલીનેસ સઇયદનાના અમલદારો બધા વોહરા મથકોમાં પથરાએલા છે અને દાવતને ચતુર યુક્તિથી સંભાળી રાખે છે. જુના સુરતના દરસનો નાશ થવા પછી આ નાયબો નીચ ગુણોના ભોગી બની ગયા છે. અગાઉ તેઓને જે કોમમાંથી જકાત ઉઘરાવવામાં આવતી તેમાંથી પગાર આપવામાં આવતો: પણ હાલમાં તેઓની મહેનતનો બદલો વડા ધર્મગુરૂની પોતાની આવકમાંથી આપવામાં આવતો નથી. (હાલની ધાર્મીક ગડબડોમાં તેના આમીલોના વર્ગોમાં ગેરકાયદેસરની ટેવો દેખાય છે તેનું એ કારણ ભુત છે. હીઝ હોલીનેસ ઉઘરાણાથી આમીલોનો બદલો આપવાની રીત અખત્યાર કરી છે, પણ તે નવી રીત કેમ કામ કરે છે તે વખત દેખાડી આપશે) તેઓના બાંધેલા વઝીફા કદર પ્રમાણે હોતા નથી પણ ક્રમવાર રૂ. ૧૦–૧૫ ની દર મહીને હોય છે. તે ઉપરાંત તેઓ દરેક ટાંકણે સલામ કે નગદ ભેટ મેળવે છે. દાખલા તરીકે:—(૧) મહીનાના પહેલા દીવસે. (૨) બચ્ચી નાનોના પ્રસંગે. (૩) બે ઇદો (રોઝા મહીના પછીની ઇદુલ ફીતર અને ઇદુઝ-ઝોહા કે બકરી ઇદની નમાઝના વખતે. (૪) ઇદુલગદીરમાં મીશાક લીધા પછી. (૫) લગ્ન વખતે (૬) અકીકાના દીવસે. (નવા જન્મેલા બાળકનું બળીદાન.) (૭) નવા આવનારની પહેલી મુલાકાતના વખતે. આવી રીતે નાયબ, મુલ્લાં અને આમીલની આવક

× (૧) ઝકાતુલ ફીતરા ૫૦૦૦૦ (૨) ઝકાતુસ સલાત ૫૦૦૦૦. (૩) નિકાહનું લહેણું ૫૦૦૦૦. (૪) સલામે સઇયદના ૧૭૫૦૦૦. (૫) ઝકાતુદદાવત ૬૦૦૦૦૦. (૬) ખુમસ (અચોકસ.) (૭) કેફારત (અચોકસ) (૮) નઝરમુકામ ૧૨૫૦૦૦.

કુલ રૂ. ૧૦૫૦૦૦૦ થી ૧૧૦૦૦૦૦ની થાય છે.

દર મહીને સાધારણ સ્થિતીના શરહેમાં રૂા. ૧૦૦થી ઓછી થતી નથી અને તેની સ્થિતી સ્થાનીક વોહરા કરતાં સારી હોય છે.

ફાયદાકારક જગ્યો બાદ કરતાં, જેમકે; મુંબઇ, કરાંચી, સીધપુર, ઉજ્જેન અને બુરહાનપુર વિગેરેમાં આમીલો હમેશા વડા ધર્મગુરૂના નઝદીકના સગાઓ હોય છે. તેઓના પછી વધારે ફાયદાકારક હોદ્દામાં સૈયદનાના દીવાન હોય છે. તે આમીલોની ચુંટણી અને અદલાબદલી ઉપર દેખરેખ રાખે છે તેથી તે સારો અનુભવ મેળવી અને બહુ મોટી આવક ભેગી કરવાને શક્તિવાન થાય છે.

મોટી જગ્યાઓમાં જ્યાં વોહરા મસજીદ એકથી વધુ હોય છે ત્યાં દરેક મસ્જીદમાં જુદા જુદા પેશ ઇમામ હોય છે. આ મુલ્લાઓ નમાઝ પઢાવે છે અને કેટલીક વખત છોકરાઓને કુરઆન પઢાવે છે. તેઓની આવક ક્રીયાઓના પ્રસંગો ઉપર સલામમાંથી અને નીશાળના પગારમાંથી હોય છે.

સ્થાનીક જમાતનું ઉઘરાણું ઉપર કહ્યું તેમ જુદા જુદા રૂપમાં ભેગું કરવામાં આવે છે. (૧) વેપારી જકાત. આ સબીલના નામથી ઓળખાય છે. (૨) કબ્રસ્તાનની મુકરર કરેલી જમીન ઉપર જકાત. (૩) સ્થાનીક વલીની કુબ્બામાં પેટી રાખેલી હોય છે. તેમાંથી ધર્માદા તરીકે ભેગી કરીને નીચે પ્રમાણે ખર્ચવામા આવે છેઃ— (ક) આમીલોના ખર્ચ ભરવામાં આવે છે. (ખ) વલીના ઉરસ કે વરસીના પ્રસંગે જમણો કરવામા. (ગ) કોઇક વખત પ્રાથમીક કેળવણી ઉપર. (ઘ) વઝીફાઓ, નાચાર વોહરાઓ અને મુલ્લાં, મશાએખોના આશરા હેઠળ રહેતા ગરીબોને આપવામાં આવે છે. જો સ્થાનીક ફંડથી ખર્ચ પુરૂં ન પડે તો પછી સૈયદનાની છેલ્લી આવતી આવકમાંથી તે ખર્ચ ભરપાઇ કરવામા આવે છે.

વોહરાઓ હમેશા બહુ પૈસાદાર કોમ તરીકે રહેલી છે; તેથી તેઓની મંડળીના ઘરો, સાધારણ સ્કુલો, જુમાનખાના, વલ્લીઓના કુબ્બાઓ, મસ્જીદો અને મુસાફરખાનાઓ વીગેરે; અમુલ્ય વકફ મીલકતો ગાથે વડા ધર્મગુરૂને મદદ માટે બક્ષેલી હોય છેઃ પણ પાછળથી આ વકફ મીલકતોની આવકમાં ખુલ્લો ગેરવહીવટ થએલો છે. મુંબઇની હાઇકોર્ટમાં ચાલતો મુકદ્દમો હમેશ માટે વકફ મીલકતો ઉપર લોભી અને આપ મુખત્યાર ધર્મગુરૂ—વર્ગોની સ્વતંત્ર સત્તાનો નીવેડો આણશે.

બ્રિટીશ રાજ્ય નીચે જેઓ વકફ મીલકતોના વહીવટમાં વલણ ધરાવે છે, તેઓને નીચેના કાયદાઓના ખંડન અને બંધારણ જોવાની ભલામણ કરવામાં આવે છેઃ—

(૧) મદ્રાસનો ૧૮૧૭નો ૭મો કાયદો. } ૧૮૬૭માં ફરી દાખલ કરવામાં આવ્યો.
(૨) ૧૮૧૦નો બંગાલાનો ૧૯મો કાયદો. }
(૩) ૧૮૬૩નો ધાર્મિક બક્ષેસનો કાયદો.
(૪) ૧૯૧૩નો મુસલમાન વકફ વાલીદનો ૬ઠો કાયદો.)

##  ક્રીયાઓ અને રીવાજો. 

(૧) જન્મ—પહેલા હમલ પછી અને સાતમા કે નવમા મહિનાના અંત ઉપર એક ખાણું ધણી તરફથી ધણીઆણીના માબાપોને આપવામાં આવે છે અને આ ખાણું "અધરણી" તરીકે ઓળખવામાં આવે છે. જમણના વખતે ધણી તરફથી નાની છોકરીઓને, જેણીઓ હામેલા છોકરી સાથે ત્યાં હાજર રહેલી હોય છે, તેણીઓને ખાંડના રમકડાંઓની ભેટ વીગેરે આપવામા આપે છે. આ ભેટો ધણીના તેમજ ધણીયાણીનાં માબાપો તરફથી ધણીના ઘરમાં આપવામાં આવે છે. પહેલી સુવાવડ ઘણું કરી વહુના માબાપના ઘરમાં કરવામાં આવે છે.

જન્મ પછી ઓર કાપીને જે પહેલી ચીજ કરવામા આવે છે તે બચ્ચાના જમણા કાનમાં જોરથી આઝાન અને ડાબા કાનમાં જોરથી એકામત બોલવામાં આવે છે.

જન્મ પછી ધણીયાણી અને ધણીના સગા વહાલાઓ બચ્ચાને જોવાને આવે છે. બચ્ચાને કે તેની માને એક રૂપીયાથી કે પાચ રૂપીઆની નગદ ભેટ આપે છે. સાતમે દીવસે ધણીના સગા વહાલાઓ છોકરાનું નામ પાડે છે. જો કરી શકે તો છોકરાની સુન્નત ૭મા, ૧૪મા કે ૨૧મા દીવસે કરવામાં આવે છે. છોકરા તથા છોકરીની બાબતમાં ૭મા. ૧૪મા કે ૨૧મા દીવસે બકરીનુ બળીદાન આપે છે અમુક બદગીની રીતો ગોઠવેલી છે, તે પઢવામા આવે છે જે મુલ્લાં પઢી અને તેનો સલામ મેળવે છે. જો સુન્નત જન્મ પછી પહેલા ત્રણ અઠવાડીયામાં ન કરવામાં આવે તો તે સાત કે નવ વરસ પછી કરવામાં આવે છે અને પૈસાદાર માણસો આ પ્રસંગોએ ખાણું આપે છે સાલગ્રેહના દીવસે દર વર્ષે માણસોના પ્રમાણમા જમણ કરી અને તે દીવસ ઉજવવામાં આવે છે.

(૨) લગ્ન.—આ મુસલમાનના કાયદા પ્રમાણે મજબુત રીતે બજાવવામાં આવે છે. લગ્ન ખરેખર ધાર્મીક કરાર છે. આ વિષય ઉપરના કાયદાઓ દાએ મુલ ઇસલામની બીજી જીલદમા આપવામા આવ્યા છે. ઇશ્નઅશરાની વોહરો નિકાની ક્રીયાના વખતમા તે કાયદાઓ મજબુત રીતે પાળે છે. જો વર અને કન્યા પુખ્ત ઉમરના ન હોય તો તેઓ તરફથી વાલીઓ કે પ્રતિનીધીઓ બનાવવામાં આવે છે હિન્દુ રીવાજ પ્રમાણે વરને કન્યાના ઘર તરફ વરઘોડા સાથે વાજા, તમનમ અને દારૂખાના સહીત અને પૈસાદારો હિપોત્સાહ સાથે લઈ જાય છે. જો કે કાયદા પ્રમાણે ચાર સ્ત્રી કરવાની છુટ છે; તો પણ જુજ વોહરાઓ એક કરતાં વધારે સ્ત્રી પરણે છે. ને કદી પણ "રાખેલ સ્ત્રી" કે "મીસ્ટ્રેસ" રાખતો નથી. તેઓ મોટી પહેરામણીના શોખીન નથી. હમેશા રૂા ૪૦ની કે તે નીચેની મધ્યમ હોય છે કે જે રકમ નકકી કરેલી હોય છે. તે હમેશાં જુદી જુદી હોય છે.

વોહરાઓ મુતાઅ કરતા નથી, જેનો સાધારણ ઉપયોગ ઇસના-અશરીયા શીયાઓ કરે છે અને તેઓના મત પ્રમાણે તેમ કરવું ગેરવ્યાજબી છે.

તલાક (છુટા છેડા ની છુટ આપી છે; પણ તે જુજ વખતજ લેવાય છે. અને ખાસ કરીને જો સ્ત્રી તલાક આપે છે તો કોમમાં નીચું જોવું પડે છે. પુનર્લગ્નની છુટ આપવામાં આવી છે. સગપણો, જેનું બયાન પવિત્ર કુરઆનમાં આવેલું છે, તેની સાથે લગ્નની મના કરવામા આવે છે.

(૩) મરણ—જ્યારે વોહરો મરે છે અથવા મરવાની તૈયારીમાં હોય છે ત્યારે જોરથી કેટલાક પવિત્ર કુરઆનના સુરાઓ તેની પથારી નજદીક પઢવામાં આવે છે અઝાન અને એકામત મરનારના કાનોમાં જોરથી પઢવામાં આવે છે તેની જીંદગી હોલવઇ જવા પછી તેના મરણની ખબર ગામના આમીલને આપવામાં આવે છે, જે કોઇ મુલ્લાંને શબ નવરાવવાની અને કોમના કબ્રસ્તાનમાં ઝનાઝાને ઉપાડી લઇ જવાની રજા (હુકમ) આપે છે. શબને નવરાવવાની વખતે દોઆ પઢવાને, ખભા ઉપર શબને ઝનાઝામાં લઇ જવાને, મુમેનુનોને બોલાવવાને, કબ્રસ્તાન, મસ્જીદ અને શબને દાટયા પછી કબર પાસે મરણ ક્રીયા પઢવાનો સ્થાનીક આમીલ બંદોબસ્ત કરે છે. શબને ધોવા પછી એક પવિત્ર કુરઆનની આયતોથી લખેલી યાદી મરનારના હાથમાં મુકવામાં આવે છે. મરનારના આત્મા અને શરીરની દયા માટે દોઆ મરનારની છાતી ઉપર મુકવામાં આવે છે આ દોઆનામુળ શબ્દો ચીઠીના નામે પ્રખ્યાત છે. જુઓ સહીફતુસ્સલાતની ઇ. સ. ૧૮૯૮ની આવૃતીમાં પાને ૬૬–૭૨ અને ગુજરાતી તરજુમા માટે જુઓ પુરવણી "૩" આ દોઆના કાગળમાં સ્થાનીક આમીલની સહી કરવામાં આવે છે. વડા ધર્મગુરૂ માટે હકકુન નફ્સ લેવાનો એ પ્રસગ હોય છે. મરણ પછી ત્રીજીયાનું, નોમયાનુ, માસીયાનું, ચેહલમનું અને ખાસ કરીને વરસીનું ખાણું આપવામાં આવે છે. આ બધા પ્રસંગોએ સ્થાનીક આમીલ મરનાર ઉપર રહેમતની દોઆ પઢે છે. આ બધા જમણોની સ્થાનીક આમીલ પાસેથી રજા લેવી પડે છે. જો માણસ પૈસાદાર હોય તો આ પ્રસંગોએ પણ તેની પાસેથી હકકુન નફ્સની સાધારણ રકમ અને બીજા ધાર્મીક લહેણાઓ ઉઘરાવવામાં આવે છે. સુધારક પક્ષ આ આત્મિક લહેણાના હુકમી ઉઘરાણાને અટકાવે છે અને અયોગ્ય સુચવે છે. ધર્મગુરૂ–વર્ગો ખાસ કરીને વખતના સંજોગોએ એવા હુકમી બાગનના પ્રતીપક્ષને મુકી દેવાને યોગ્ય જાણે છે.

વોહરા કબ્રસ્તાનો દરેક ઠેકાણે સુંદર દેખાય છે અને બીજા મુસલમાનોથી સાવજ જુદા હોય છે. આ કબ્રસ્તાનો સાથે મુસાફરખાના, મસ્જીદો અને બગીચાઓ બાંધેલા હોય છે. નજરાણા, ઉઘરાણા અને કુબ્બાની જકાતની રૂપમાં બીજી નાની નાની જકાતો રાખેલી હોય છે. કુબ્બાઓ બહારના ભાગમાં માટોડીથી બાંધેલા હોય છે અને સફાઇદાર તથા સુંદર બાંધણીના હોય છે. તેઓના દાઇઓ અને વલીયોના કુબ્બાની ઉપર સુંદર ગુમ્બટો બાંધેલા હોય છે.

વોહરાઓ બીજા મુસલમાનોથી પોતાને ચઢીયાતા માને છે અને તેઓથી જુદા રહેવાનું શીખડાવવામાં આવે છે. તેઓ બીજા મુસલમાનો સાથે પરણતા નથી.



## તેઓનો વેપારીક વહીવટ, વિધી અને વલણો.

(૧) ધંધો—ધોલકા અને ઉત્તર ગુજરાતના ગામડાઓના થોડાક રહેવાસીઓ કે જેઓ ખેડુત છે અને થોડાક બીજા કે જેઓ સરકારી નોકરીમાં આગળ વધ્યા છે, (જેવા કે અબદેઅલી કાજીજી (મુંબઇની હાઇકોર્ટના જજ), અબદુલ્લા યુસફઅલી અને થોડાક પ્રાંતિક સરકારની નોકરીમાં અને બીજા ડોકટરો તરીકે,) તેઓના સીવાય બીજા તમામ દાઉદીઓ વેપારી છે. કેટલાક વેપારીઓનો અરબસ્થાન, ચીન, સીયામ અને જંગબાર સાથે મોટો વેપાર ચાલે છે. શેખ મહમદઅલી અનીકના દીકરા લંડનમાં દેશાવર ખાતે માલ ચઢાવવાનો વેપાર કરે છે અને ગયા વરસે તેઓ લન્ડન મેસોનીક લોડજના વરશીપફુલ માસ્તર હતા. વોહરાઓ લગભગ લોખંડકામ, રેશમ, ચામડા, રણશીંગડા અને જીવતા જાનવરોના સ્થાનીક વપારીઓ છે; પણ તેઓ લગભગ ગામડા અને શહેરોના લોખંડ, કાપડ, સ્ટેશનરી તથા પરચુટણ સામાન અને મસાલાઓના વેચનારાઓ છે. થોડાક અમદાવાદ, વડોદરા, સુરત અને મુંબઇમાં મીડાઇવાલાઓ છે. સ્ત્રીઓ ઘરનું કામ, સીવવું, કાંતવું, વણવું, ગુથવું અને ભરત કામ કરે છે.

સુન્તી વોહરાઓ શાણા, આગળ વધેલા અને ભપકા તથા સરસાઇમાં રહેવાના શોખીન છે; પણ ઉતર ગુજરાત કરતાં તેઓ થોડા સંતોષી હોય છે. કોમ તરીકે બધા શાંત, સફાઇવાળા, ચોખ્ખા, ખંતીલા અને ડાહ્યા હોય છે. ખાસ કરી તેઓ સુરતમાં પ્રખ્યાત છે. તેઓમાં અમુક પૈસાદાર અને આમરીને પઇસે ટકે સુખી છે. ગરીબો કરકસર-વાળા અને કરજથી મોકળા હોય છે પઇસાદાર વર્ગો કમનસીબ વોહરાઓનું ભરણપોષણ કરે છે. સ્ત્રી-પુરૂષ બન્ને ઘણા સ્યાણા હોય છે. કહેવત છે કે:—"વોહરાથી સ્યાણો તે દીવાનો."

(૨) રહેવાના ઘરો.—દાઉદી વોહરાઓ હવાવાળા અને મોટા ઘરોમાં રહેનારા-ઓ માટે અને ઘરમાં સર સામાન અને અલંકારોના દેખાવના પ્યાર માટે શોખીનોમાં નોંધાએલા છે. ગુજરાતી કહેવત છે કે:—'વોહરાનો માલ રોડામાં જાય." વોહરાની પાયમાલી બાંધકામમાં છે. સર જોન માલકન ઇ. સ. ૧૮૨૩માં લખે છે કે વોહરાઓએ તેઓના ઘરોની બાંધણી અને ફરનીચરમાં યુરોપીયન સુધારાને લાવ્યા છે.

એક સુરતી પઇસાદાર વોહરાના ઘરનું ખરૂં વર્ણન નીચે આપે છેઃ—'ઘર રસ્તાથી છ કે સાત ફુટ ઉચું બાંધવામા આવ્યું છે. તે ત્રણ માળ ઉચું છે. સુંદર કોતરકામવાળા ઇમારતી લાકડાનું તથા ઈંટોનું બાંધેલું છે. તે મકાનના આંગણાએ અઢાર ફુટ ચોરસ જમીન રોકેલી છે. એક અંધારા અને અસ્વચ્છ દરવાજામાંથી પસાર થઇ ઊંચી અને સાંકડી લાકડાની દાદર ઉપર થઇ પહેલે માળે જઇએ તો આગલા ભાગમાં એક બાર ફુટ ચોરસ બેઠકનો ઓરડો છે. ઓરડાની સીલીંગ વિલાયતી ધાતુના દીવાંઓથી અને કાચની હાંડીઓથી ભરેલી છે અને બારીઓની અંદરની બાજુઓએ રંગેલા ઈંગ્લીશ કાચોમાં લખેલી પાક કુર-

આન શરીફની આયતો લખેલી હોય છે. ઓરડામાં કીંમતી ચટાઇઓ તથા તકીયાઓ મુકેલા છે. ઓરડાની વચમાં સુંદર કોતર કામવાળા ટેબલો મુકેલા છે. આગળના અને પાછળના ઓરડાઓ વચ્ચેનો ભાગની દીવાલો પીતળના પ્યાલા રકાબીઓ તથા પીવાના વાસણોથી શુશોભીત કરેલી છે. બીજે માળે પાછળનો ઓરડો લગભગ ૩૦ ફુટ લાંબો અને ૧૬ ફુટ પહોળો છે; તેની દીવાલો રંગેલી છે, જમીન ઉપર સુંદર ગાલીચાઓ બીછાવેલા છે. છેક શીંતાને અઢેલીને સ્પ્રીંગવાળા સોફાઓ અને ખુરશીઓ મુકેલી છે. ત્રીજે માળે એક મોટો બેઠકનો જાહેર ઓરડો છે. તેમાં મુલ્યવાન ફરનીચર તથા એક જર્મન વાજીંત્ર છે. દીવાલોના ગોખલાઓમાં અને કબાટોમાં ચીનાઇ અને જાપાનીઝ પ્યાલા, રકાબી, અંગ્રેજી ફ્લાવરવાઝો તથા તુરકી કાચના રંગીન કુંડાઓમાં નકલી કાગળના ફુલ ઝાડો છે. દીવાલોની છત ઉપર ચીનાઇ પ્યાલા અને રકાબીઓની હારની હારો છે."

**(૩) દેખાવ અને કપડાં**—દાઉદી વોહરાઓ ચાલાક અને સારા છે. તે ઉપરાંત તેઓ મજબુત અને તંદુરસ્ત પણ છે. તેઓનો દેખાવ નીયમીત, ચોખ્ખો, જીત વૃક્ષરંગનો, નમ્ર ઢબનો અને હોંશયારીવાળો છે. તેઓ માથાના બાલ મુંડાવે છે. દાઢી ઘાટી અને લાંબી રખાવે છે. મુછના થોડા થોડા બાલ કપાવે છે. ઘણીખરી સ્ત્રીઓ ખુબસુરત અને સુંદર ચામડીની સાથે આનંદી ચહેરાવાળી કહેવામાં આવે છે. તેણીઓ પેગમ્બરના દાખલા અને નીયમોને થોડા ઘણા પાળે છે. તેણીઓ સુરમાથી પોતાની આંખો આંજેલી રાખવાને અને કોલસાની ભુકીથી દાંત સાફ રાખવાને અને હાથની હથેળીઓ અને પગના તળીઆઓ મેંદીથી રાતા રાખવાને આતચેન રહે છે ઘરમાં તેઓની ગુજરાતી ભાષા પણ બીજી કેટલીક ભાષા સાથે મિશ્રીત થએલી છે. બઇરીઓ, જેણી અરબી પણ શીખેલી હોતી નથી, તેણીઓ પણ અરબી શબ્દો સારા ઉચ્ચાર સાથે બોલે છે. જેઓ કરબલાની જાત્રાએ ગયા છે અથવા ચીન અને બીજા પરદેશોમાં મુસાફરી કરી છે, તેવા થોડાકોએ પાછલના વરસોમાં અરબના રીવાજો ગ્રહણ કર્યા છે. દાઉદી વોહરાઓ ઘરમાં જરીની કે સુતરાઉ સુફેદ ભરેલી ટોપી, સુફેદ કપડાની બંડી, ગુડણથી નિચેનું પહેરણ અને સુફેદ સુસીની ઇજાર ઉપરથી ઢીલી અને ઢીંચણ આગળ સાંકડી પહેરે છે. ઘર બાહેર નાની સુફેદ પાઘડી, હિન્દુ જેવા કોટ (અંગરખો), તેજ ઇજાર, જે તેઓ ઘરમાં પહેરે છે અને લાંબી ચુંચના ઉજ્જેની જોડા પહેરે છે. દાઉદી બઇરી ઘાટો લાલ, લીલો કે પીળો અને સુતરાઉ કે રેશમી ઓઢણું; ઉત્તર ગુજરાતમાં રેશમી બંધબેસ્તી ચોલી અને દક્ષીણ ગુજરાતમાં રેશમી (કબજો) અને ચામડાની સપાટ અને ઘરમાં લાકડાની ચાખડી પહેરે છે. તેઓનો પવિત્ર પોશાક (નમાઝીના કપડાં) ઘણાં કીમતી ભરત અને કીનખાબના હોય છે. ઘર બહાર પોશાક ઉપર તેઓ ઘાટા રંગનો મોટો રેશમી બુરખો માથા ઉપરથી પસાર થતો પહેરે છે. આ બુરખાને કપાળ નિચે આંખની સામે એક ગુંથેલી જાળી હોય છે. તે માથાથી પગ સુધી આખી આકૃતીને ઢાંકી રાખે છે. હિન્દુ અને મુસલમાનની છેલ્લી ફેશનના તેઓમા ઘરેણાંઓ પહેરે છે.

**તેઓની પાઘડીઓ**—ચાર દાઉદી પાઘડીઓ છે. અમદાવાદી. તે વડા ધર્મગુરૂ પહેરે છે, જે વધારે ઉંચી અને પીળી હોય છે. ઉજ્જેની. કાએસ્થો પહેરે છે તેના જેવી નાની

અને વધારે ચોખ્ખાઈથી બનાવેલી હોય છે. સુરતી. ઉંચી અને ભરેલી હોય છે. કાઠીઆ-વાડી. ગોળ આકારની અને પોકળ અને ઉપરથી જરા ધરતી હોય છે, તે ઉપરના પોકળમાં જરીનું કપડું ગોઠવેલું હોય છે. છોકરાઓની પાઘડી મોટાઓ જેવીજ હોય છે પણ સુફેદને બદલે ડાર્ક બ્રાઉન અને નારંગી રંગની હોય છે.

(૪) **તેઓનું ખાણું અને જાહેર જમણો**—તેઓ જે ખાય છે તેમાં કરકસર કરે છે. રાત્રે તેઓ ચોખાની ખીચડી સાથે સસતી દારનું સાગ+ ખાય છે. તેઓ નાત આપવાના ઘણા શોખીન હોય છે. જન્મથી મરણ સુધીના દરેક કુટુંબી કારજોએ પઇસાદારોને ત્યાં નાત કરવાનું બહાનું હોય છે; પણ કાયદા પ્રમાણે તેઓને તેમ કરવાની જરૂર હોતી નથી. ગરીબ વર્ગો પણ લગ્ન અને મરણની વખતે ખાસ કરીને નાત કરે છે. મોટું અને કીમતી ખાણું ખાણું આપવાની હરીફાઇ કરવા માટે વધુ તીવ્ર અને જીવલેણ સલાહ આપેછે. મરદોનું જાહેર "મહેમાની" તરીકે અને મરદ ઓરત બન્નેનું જાહેર ખાણું "ગામસાઇ" તરીકે ઓળખાય છે. જાહેર નોતરા ખાદીમ મારફત આપવામાં આવે છે કે જે કોમના મોહલ્લાઓમાં જઈ અને મોટા અવાજે કહી સંભળાવે છે. એ જાતનું જાહેર ખાણું મધ્યમ વર્ગ કે પઇસાદારો તરફથી નીચેના પ્રસંગોએ હમેશાં આપવામાં આવે છે:—(૧) લગ્ન કે નિકાહના દીવસે. (૨) લગ્ન કે સબગસના દીવસે. (૩) અકીકાને દીવસે. (૪) ત્રીજયાના દીવસે. (૫) નોમયાતા દીવસે. (૬) ચેહલમના દીવસે. (૭) વરસીના દીવસે.

જાહેર પઇસાદારો તરફથી નીચેના પ્રસંગોએ જમણો આપવામાં આવે છે:—

(૧) મોહરમના નવ દીવસ દરમીયાન. (૨) મોહરમની ૨૭મી તારીખે, બાવા ફખરૂદ્દીનનો ઉરૂસ (આ બાવા ફખરૂદ્દીન સઉથી પહેલા વોહરા વટલાએલ સીધપુરના રાજા સીધરાજ જયસીહના કાકાઇ ભાઇ છે.) (૩) સાહેબુ ઝઝમાનની સાલગ્રેહાની ક્રીયાના દીવસે. (૪) રાજ્યકર્તા દાઇની સાલગ્રેહાની ક્રીયાના દીવસે. (૫) ૩રમા દાઇ કુતબુદદીન શહીદના ઉરૂસ ઉપર. (૬) રમઝાનમાં લઇલ તુલ કદ્રની રાત્રે. (૭) ઇદુલગદીરની રાત્રે. (૮) રમઝાનની ૧૭મી, ૧૯મી તથા ૨૧મી રાત્રે. (૯) હિન્દુસ્થાનમાં દરેક સ્થાનીક વલીગો અને દાઇઓના ઉરૂસ ઉપર.

વધારે પસંદ કરવા લાયક જમણો:—બીરયાની, પુલાવ અને ઝરદો.

બીરયાની પહેલું અને સરસ ચુંટેલું કીમતી ખાણું છે. તે લાલ ચોખાની બનેલી છે ઘી અને ગોસ સાથે પકાવવામાં આવે છે.

પુલાવ, ગોસ સાથે ચોખાનું સસ્તું ખાણું છે. તેને દહીં કે ગોસ તથા ભાજીપાલાના સાગ સાથે ખાવામાં આવે છે.

---

+ આ સાગ મસાલાઓ સાથે જુદી જુદી રીતોમાં બનાવવામાં આવે છે અને સસતું હોવાના લીધે હમેશાં વોહરાઓ તેનું સાગ કરે છે. લગભગ બધા વોહરાઓ હમેશાં સાંજરે તેને ખીચડી સાથે ઉપયોગમાં લે છે.

ઝરદો, પીળા અને ખાંડવાળા ચોખા સાથે સુલતાની દ્રાક્ષ અને બદામનો બનાવેલો હોય છે. ગોસનું સાગ અને ચોખા હમેશનું મામુલી ખાણુ છે. વોહરા બબરચીઓ ખુશબોદાર અને સ્વાદીષ્ઠ મીઠાઇ બનાવવામાં પ્રખ્યાત છે. લગભગ દરેક જમણુ દીવસે અને પવિત્ર દીવસે પોતાનું ખાસ ખાણું હોય છે. મોહરમની પહેલી રાત, સબે–બરાત, ઇદના દીવસોએ અને ૧૮મી જીલહજે ખાસ જમણો હોય છે.

**(૫) બાધા અને માનતા**—બાધા કે જે ઇસલામના કાયદા કાનુનોમાં છુટ આપેલી છે તે નીચે પ્રમાણે છે. કોમના વિદ્વાન માણુસોથી તેની છુટ આપવામાં આવે છે. ખાસ કરી પવિત્ર માણુસોએ તે જણુાવેલી છે. ધાર્મીક બાધાઓ કે મીનતો નીચે પ્રમાણે છે:—

(૧) અમુક દીવસના રોઝા કરવા. (૨) અમુક વખત સુધી નમાઝ પઢવી. (૩) અમુક માણુસોને જમાડવા. (૪) અમુક રકમ ધર્માદા કરવી. (૫) કેટલીક ધાર્મીક જગ્યાઓ સ્થાપવી. (૬) કેટલીક ધાર્મીક જગ્યાઓ બાંધવી. (૭) ઉપયોગી મથકોએ મુસાફરખાના કે નીશાળોમાં રહેવાના ઘરો બાંધવા.

વોહરાઓ બધી બાધાઓને માને છે. તાજીયાઓ, ઝરીઓ, તાબુતો અને સ્વારીઓને મુર્તીપુજા તરીકે જણુાવે છે તેઓ મોહરમમાં આવા દેખાવોથી દુર રહે છે.

ગમે તેમ તેઓને મરણુ પામેલા વલીઓ, કરબલાના શહીદો, દાઇઓ, ઇમામો તથા પેગમ્બરોની બાધાના પરીણુામમાં પુરો વિશ્વાસ હોય છે. આ બધામા કરૂણાજનક વલીઓને પણુ દાખલ કરેલા હોય છે. તેઓ દરમીયાન પઇસાદાર માણુસો હિંદુસ્થાનની બાહેર મદીનો કરબલા, નજફ, કેરો તથા જેરૂસલામના કુબ્બાઓની જાત્રા કરતા જાય છે. આ જગ્યામાં અને તેઓના રસ્તામાં જાત્રાળુઓના સુખ માટે ઉદારાણુથી કે જાહેર માયાળુ ગૃહસ્થોથી મુસાફરખાના બાંધેલા હોય છે. (કેટલીક જગ્યોમાં સર આદમજી પીરભાઇ તરફથી બાંધવામાં આવેલા છે.)

હિન્દુસ્થાનના થોડા વધુ પ્રખ્યાત કુબ્બાઓ, જ્યાં વોહરાઓ ઝીયારત માટે જાય છે, ત્યા મુસાફરખાનાઓ છે, તે નીચે પ્રમાણે છે:—

(૧) ૨૫મા દાઇથી ૩૩મા દાઇ સુધી અને તેના નાયબોના કુબ્બાઓ અમદાવાદમાં છે. (૨) ૪૨મા થી ૪૬મા અને ૪૮મા થી ૫૦મા દાઇના કુબ્બાઓ સુરતમાં છે. (૩) ૩૪મા થી ૩૬મા અને ૩૮મા દાઇ અને તેના નાયબોના કુબ્બાઓ જામનગરમા છે. (૪) ૩૯મા ૪૦મા તથા ૪૭મા દાઇ અને તેના નાયબોના કુબ્બાઓ ઉજ્જેનમાં છે (૫) ૪૧મા દાઇ તથા તેના નાયબોના કુબ્બાઓ બુરહાનપુરમાં છે. (૬) દાઇ અબદુલ્લાહ તથા એહમદના કુબ્બાઓ ખંભાતમા છે. (૭) અસલના દાઇ (સૈયદના નુરૂદદીન)નો કુબ્બો ટકેડો ગાંઠી

(ઔરંગાબાદમાં છે. (૯) દાઈ શહીદનો કુબ્બો ગલીયાકોટ (ડુંગરપુર રાજ્ય)માં છે.* (૯) ૩૭મા દાઇનો કુબ્બો માંડવીમાં છે.

આ બધી જગ્યાઓમાં મુસાફરખાનાઓ છે અને આમાંના કેટલાકોમાં મુસાફરોના માટે જમણનો પણ બંદોબસ્ત હોય છે અને દરેક કુબાઓમાં રોકડ પઇસા નાખવાની પેટીઓ ધર્માદાના પઇસા ભેગા કરવા માટે રાખવામાં આવે છે. મુંબઇમાં ચાંદાભાઇ શેઠના મામુલી કુબામાં પણ હજારોની આવક થાય છે. આ સંગ્રહનો અમુક ભાગ ઉરૂસના ખાણામાં ખર્ચવામાં આવે છે તથા બાકીની આવકનો હીસાબ ઘણો અનીયમીત છે. ધર્મગુરૂ-વર્ગો હાલમાં આ આવકના ધણી હોવાનો દાવો કરે છે, પણ સુધારક પક્ષ વકફ મીલકતો, ધર્માદા તથા બક્ષીશ કરેલી ધાર્મીક મીલકતોનો તેઓની તેવી આપ મુખત્યારી સતા સામે બચાવ કરે છે, પણ મુંબઇની હાઇકોર્ટમાં ચાલતો કેસ હિન્દુસ્થાનના વોહરા કુબાઓની સેકડો ધર્માદા પેટીઓ ઉપર ધર્મગુરૂ-વર્ગનો હક સાબીત કરશે

(૬) તવારીખ્યું—તેઓ મહીનાઓ ચંદ્રની તારીખ પ્રમાણે ગણે છે અને નવા વરસ કે નવા મહીનાને ચાલુ ગણવા માટે બીજા મુસલમાનોના જેમ ચંદ્ર જોવા ઉપર આધાર રાખતા નથી આ વિષયનું તેઓ પાસે મોટું ઇલ્મ છે; પણ પુરવણી ( E )માં તેની સમજણ સાથે તેઓનું જાથુક અને સો વરસનું તવારીખ્યું આપેલ છે. તે બુરહાનપુરની હકીમીયાહ હાઇસ્કુલના મી. તાહેરઅલીએ બનાવેલું છે. વોહરાના ચંદ્રીક તવારીખયાનું ઇશ્વરી જ્ઞાન અને તત્વજ્ઞાન શીખવાને જે કોઈ આતુર હોય તેઓને હુ હી. સ. ૧૨૯૭મા મુંબઇના મહમદી છાપખાનામાં શેખ શરફઅલીએ છપાવેલા તેના રીસાલા "અયુનીલ માગીફ" વાંચવાની ભળામણ કરૂં છું. આ ચોપડી અરબીમાં લખેલી છે અને હજુ તેનો તરજુમો થયો નથી.

(૭) શુકન—બીજા મુસલમાનોના જેમ અભણ વોહરાઓ પણ પશુ પક્ષીઓના અવાજ ઉપરથી શુકન જુએ છે. ધર્મજનુનીઓ અમુક દીવસે યા તારીખે અમુક દીશાએ મુસાફરી કરવાને શુભ તરીક માને છે. જેના વધુ બયાન માટે જુઓ વોહરા મહીફતુસ્સલાતની

---

* આ ઘણો જુનો અને પ્રખ્યાત કુબો હિન્દુસ્થાનના વોહરાઓના ઇતીહાસનું મનન કરવે છે અહીં આશરે ૧૪૦૦૦ જાત્રાળુઓ દર વર્ષે ભેગા થાય છે. અહીઆ ગઇયદી ફખરૂદ્દીન, તે પહેલા રાજા ભાગ્મલના શીક્ષક અને તે (રાજા)ને વટલાવનાર ભારમલના દીકરા હતા. તેઓ દાઇ અલી અબદુલ્લા તરફથી ૧૮મા ઇમામ મુસ્તનસીર બીલ્લાહની પાસે શીખવા માટે ગયા હતા અને ત હિન્દુસ્થાન તરફ પાછા ફર્યા ત્યારે તેને પશ્ચિમ રજપુતાનામાં દાઇનું કામ કરવા લાગ્યા. તેના રસ્તામાં તેને ભીલોએ મારી નાખ્યા અને અહી દાવતમાં આવ્યા. ૩૭મા દાઇ (૧૧૨૨-૧૧૩૨)ના વખતમાં તેની કબર ભુંસાઇ જવાની અણી ઉપર હતી, પણ જયારે સદ્દાદના હકીમુદ્દીન તેની જગ્યા ઉપર જતા હતા ત્યારે તેને તે શહીદની કબર વિષે ઇતિહાસીક વર્ણન કહી સંભળાવ્યું હતું.

આવ્રતી ઇ. સ. ૧૮૯૬ની પાને ૩૩૧ જેનો કોઠો હું નીચે પ્રમાણે આપું છું:—

| નીચેની દીશાએ | નીચેના વારે | નીચેની તારીખે | મુસાફરી કરવી શુભ છે. |
|---|---|---|---|
| ઉત્તર. | ગુરૂ, સોમ. | ૮, ૧૫, ૨૩, ૩૦. | |
| ઇશાન. | શની. | ૬, ૧૩, ૨૧. | |
| પુર્વ. | શની, સોમ. | ૭, ૧૪, ૨૨, ૨૯. | |
| અગ્નિ. | સોમ. | ૧, ૯, ૧૬, ૨૪. | |
| દક્ષીણ. | ગુરૂ. | ૩, ૧૧, ૧૮, ૨૬. | |
| નૈરૃત્ય. | રવી. | ૨, ૧૦, ૧૭, ૨૫. | |
| પશ્ચીમ. | શુક્ર, રવી. | ૪, ૧૨, ૧૯, ૨૭. | |
| વાયવ્ય. | મંગળ. | ૫, ૨૦, ૨૮. | |

ગુજરાતના બીજા મુસલમાનો જેમ અડવાડીઆના દરેક દીવસ અમુક કામ માટે શુભ અને અમુક માટે અશુભ છે એમ જુના વીચારના વોહરાઓની માન્યતા છે. દાખલા તરીકે:-

રવીવાર:—બચ્ચાનું નામ પાડવા, નવું જમણ જમવા, નવા કપડા પહેરવા, નોકરી ઉપર જવા અને જમીનની ખેતી કરવા માટે સારો છે. ઘોડા ખરીદવાને તથા મુસાફરીએ જવા માટે ખરાબ છે.

સોમવાર:—બીમારીમાંથી ઉઠતાં પહેલી વખતનું નાહવણ, કન્યાને તેણીના ધણીના ઘરે મોકલવા, વરનો મોરચો મુકવા, કોઇને ત્યાં અનામત મુકવા અને જનાવરનું સાટું કરવા માટે સારો છે.

મંગલવાર:—નવું જમણ જમવા, બીમારીમાંથી ઉઠવા પછી નહાવા અને કોઇ વેપારનો હવાલો કરવા માટે સારો છે.

બુધવાર:—કન્યાને તેણીના ધણીના ઘરે મોકલવા, બાળકનું નામ પાડવા, નવા કપડા પહેરવા, બાલ કાપવા, નવું જમણ જમવા, નવો પાઠ શીખવા, જમીનની ખેતી કરવા, મોરચો મુકવા અને ઘર બદલવા માટે સારો છે પણ ગાય ખરીદવા માટે ખરાબ છે.

ગુરૂવાર:—બુધવારના કામ પ્રમાણે સારો છે, પણ હાથી ખરીદવા માટે ખરાબ છે.

શુક્રવાર:—બુધવારના કામ પ્રમાણે સારો છે, પણ બકરી ખરીદવા માટે ખરાબ છે.

શનીવાર:—બુધવારના કામ પ્રમાણે સારો છે, પણ ઊંટ ખરીદવા માટે ખરાબ છે.







(૧) **તેઓના કાયદા**—કાયદાની બાબત જેમ તેઓના કાયદાની કીતાબમાં છે તે મુજબ પાળે છે. તેઓ વકફ, વસીયત, બક્ષીશ, વેંચાણ, બીજાઓના હક ખરીદવા, વારસો, વારસાના હુકમ, તેમણુંક વીગેરેમાં દાએ મુલ ઇસ્લામની બે જીલ્દોમા બનાવેલા કાયદાઓ મુજબ ચાલે છે. જે કાયદાઓ મુસલમાન કાયદાઓથી જુદા નથી.

જ્યારે વોહરાની છોકરી પઇસાદાર ગૃહસ્થને ત્યાં પરણે છે ત્યારે તેણી પોતાના ભાઇ સામે તેણીના બાપની મીલકતના વારસા માટે કંઇ પણ જાતનો દાવો કરતી નથી. જે કંઇ ઝવેરાત યા કપડાં પહેરામણીમાં ભેટ તરીકે મલે છે તેથી સંતોષ થાય છે.

ગમે તેમ કેટલાક ઝગડાઓનો એવો નીવેડો થએલો છે કે જેમાં વોહરાની છોકરી એ દાવો કર્યો હતો અને તેણીનો પુરતો હીસ્સો તેણીના બાપની મીલકતમાંથી મુસલમાન કાયદા પ્રમાણે મેળવ્યો હતો.

(૨) **સાધારણ ટીકા**—તે જગ જાહેર વાત છે કે ઇસલામનું મહાન બળ ૧ તેની સાદાઇમાં ૨ તેની યોગ્યતામાં અને ૩ તેના ઉંચા પણ સંપુર્ણ નીતીવાન વર્ગોમાં રહેલું છે. તેઓની વસ્તીના ટોળા માટે ઉંચા નીતીવાન વર્ગોમાં ઉભા રહેવાનું માન ફકત વોહરાઓ પાસેજ છે.

ઇસલામની સાધારણ આશાઓ મામુલી છે અને મોહરમના દીવશોમાં નક્કી કરેલી વાયઝોમાં ફરી ફરીને અભણોને તેનો બોધ આપવામા આવે છે. તેઓના છુપા અને ખા-નગી હેતુઓ થોડાક ચુંટાએલા અશખાશો માટે, જેઓ તેના છુપા મથકમાં ઉંચે દરજ્જાએ ચઢેલા હોય છે અને ઇસલામી કેળવણી મુજબ તત્વજ્ઞાન અને ઇશ્વરીજ્ઞાનના કાયદાઓ શીખવાને લાયક માનવામાં આવે છે, તેઓ માટે રાખી મુકવામાં આવે છે. તેઓએ ક્રીયાઓ અને જાહેરી ધાર્મીક ચલણને એવું મજબુત રીતે પકડી રાખેલું છે કે તેઓએ પોતાને તેમજ તેઓની દાવતને તર્કના દાબોથી, હિન્દુઓના પ્રતિપક્ષનાથી અને મોગલોના જુલમોથી ૭૦૦ વરસ સુધી બચાવવાને શકિતવાન થાય છે.

તેઓની ક્રીયાઓ અને ધાર્મીક રીવાજો કોમમાં એક દાબના રીવાજો તરીકે હતા. જો કે તેઓને કાયદાઓ બાધવાની કે અમલમાં મુકવાની સતા નહિ હતી તો પણ ધર્મચુસ્તોએ તેઓને આ રીવાજોને ટકાવી રાખવા માટે મદદ આપી.

ધર્મચુસ્તો માને છે કે દાઇ ઇમામના નાયબ છે, જે (ઇમામો) જમીન ઉપર ખુદાના નાયબો છે. નીચેની પવીત્ર કુરઆનની આયાત તેમજ બીજી એવીજ આયતો એટલી બધી ગુંજાવાએલી છે કે જેથી દાઇઓના બધા હુકમોને ધાર્મીક કાયદાઓ ટેકો આપે છે.

કુરઆન શરીફના ૧૧મા સીપારાની ૩જા રૂકુની ૧લી આયતઃ—"ખુદાતઆલાએ વિશ્વાસુઓના જાન અને માલને જન્નતના બદલામાં ખરીદી લીધા.

આ ધર્મચુસ્ત વોહરાઓના મન ઉપર આ બરાબર છાપ પાડે છે કે કોઇ પણ વોહરો દાઇથી કે તેના આમીલથી કંઇ પણ ખરૂં યા ખોટું થયું હોય તો તેના ગુણ દોષ કાઢવાની હિમ્મત કરી શકે નહિ.

તાબેદાર આમીલોને પુરેપુરા કાબુમાં રાખવા અને ઇસલામના આ ગોઠવાએલા વર્ગના કાયદાઓને બચાવવા અને આપ ચઢતી માટે તેને મજબુત રીતે વાપરવાને ધર્મગુરૂ-વર્ગો; જેઓ આ કાયદાઓને વખાણે છે; તેઓ ઇસલામની કેળવણી લઇ અને ઇસલામી દુન્યામાં પહોંચી શકાય ત્યાં સુધી નીતીથી કોમની આબાદી અને ચઢતી કરવા કોશીશ કરે.

હાલના વખતમાં ધર્મગુરૂ-વર્ગોની સત્તાની જોખમદારી બીજાઓ ઉપર દોષ ફેંકે છે અને પશ્ચિમની કેળવણી ઉપર આરોપ મુકે છે, પણ જાહેરમાં અરબી વિદ્યાર્થીઓના અનુભવથી તે વીચારોને કોણ માનશે? કે જેના વીષે મી બ્રાઉન ગીસલના કહે છેઃ—"ઇસ્લામના નીતી બોધ એવા તો સંપુર્ણ છે કે પશ્ચિમની કેળવણી અને સંસ્કારથી પરીપક્વ થએલ માણુસ ઉપર પણ તે સારો અને મજબુત કાબુ ધરાવે છે."

હાલમા ચાલતી ચળવળ અને કોર્ટોના કેસો ઇસલામના સીદ્ધાંતોને ચાલુ જમાનાને બંધબેસ્તા કરવાને ધર્મગુરૂ-વર્ગની અંધાધુંધી, તેઓનું અજ્ઞાન અને તેઓની અયોગ્યતાને ખુલ્લી પાડે છે.

સૈયદના તાહેર સૈફુદ્દીન (ત. ઉ)ને નમ્ર આજીજી સાથે, હું તેના એક તાબેદાર મુરીદ તરીકે લાંબી ઉમર થાય એવી હમેશાં દુઆ કરૂંછું. હું આ નોંધને ખતમ કરતાં હીઝ હોલીનેસને તેના ધર્મગુરૂ-વર્ગમાં ઉંચ કેળવણી ફેલાવવાની વીનંતી કરૂંછું કે જેથી ઝગડાઓનો અંત આવે અને તેઓ આગળ વધતી દુન્યા સાથે આબરૂ જાળવી રાખવાને શક્તિવાન થાય.

**વિનંતીઃ**—જો લખનારને ભુલો કે તકરારવાળી બાબત બતાવવામાં આવશે તો તે માટે માફી માંગવાને અને ભુલ સુધારવાને તૈયાર છે.

લખનાર અરબીનો વીદ્યાર્થી હોવાનો દાવો કરતો નથી અને જે કંઇ લખ્યું છે તે બતાવેલી કીતાબોમાંથી ભેગું કરી લખેલું છે. જે કેટલીક ટીકાઓ મેં વખતો વખત કરેલી છે તે મારા વાંચન તથા અનુભવ અને જાતે જોએલી બીના ઉપર આધાર રાખે છે. બીજી આવૃતીમાં કોઇ પણ મત કે સુધારો આપવામાં આવશે તો આભાર સહીત સ્વીકારવામાં આવશે.

**સમાપ્ત.**

# પુ ર વ ણી ઓ .

## પુરવણી "૧."

## ઈખવાનુસ્સફાના વિષયોનું લીસ્ટ.

(જુઓ પાને ૩૦૩ મોસમે બહાર જીલદ ૨જી અને પાને ૩૭૯ ડો. બ્રાઉનની "લીટરરી હીસ્ટ્રી ઓફ પરશીયા" આ બુક પાને સંબંધ ૫, ૩૦.)

### ૧. દુન્યાના અભ્યાસમાં.

(૧) વાંચતાં અને લખતાં. (૨) કોષશાસ્ત્ર અને વ્યાકરણ. (૩) હીસાબ અને ગણીત. (૪) પિંગળ અને કાવ્ય હુન્નર. (૫) સુકન અને વૈનરાનું ઇલ્મ. (૬) જાદુ, તાવીઝ, કીમયો અને હાથ ચાલાકીનુ ઇલ્મ. (૭) વેપાર અને કળા. (૮) ખરીદ અને વહેચાણ. વેપાર, ખેતી વાડી અને જાનવરોની સારવાર (૯) જીવન વૃતાંત અને વાર્તાઓ.

### ૨. ધર્મ બાબતના અભ્યાસમાં.

(૧) ધર્મશાસ્ત્ર (કુરઆન)નું ઇલ્મ. (૨) ધર્મનુ સમજી ન શકાય તેવું ઇલ્મ. (૩) દંત કથા. (૪) કાયદાઓ. (૫) ખુદાની શાત કીર્તિ, શીખામણ, સન્યાસી જીંદગી, સુફી ધર્મ અને ઉલ્લાસ અને આનંદમય જીંદગી. ફીલોસોફી (તત્વજ્ઞાન)નો આમાં પુરેતો સમાવેશ કર્યો છે, ૩.

### ૩. તત્વજ્ઞાનના અભ્યાસમાં.

(૧) ગણીતશાસ્ત્ર, તર્કશાસ્ત્ર વીગેરે (અર–રીયાદીયત વલ મન તીકીયત) ને ૧ થી ૧૩ ફસલો (જીલદ ૧લી) માં વર્ણવેલું છે. કે જે નંબર, રેખા ગણીત, કાવ્ય, ગણીતશાસ્ત્ર અને રેખાશાસ્ત્રનો સંબંધ, હુન્નર કળા, મનુષ્ય જાતીની ચાલ ચલણો અને સ્થિતીઓ વીષે શીખવે છે.

(૨) કુદરતનું ઇલ્મ; મનુષ્યના શરીર અને મગજની વિદ્યા વિગેરે (અત–તબીયત વલ ઈનસાનીયતને, ૧૪ થી ૩૦ ફસલો (જીલદ ૨જી)માં વર્ણવેલું છે કે જે બાબત, રીત, જગ્યા,

વખત, ચલણ, સ્રષ્ટી વિદ્યા, પેદાશ, પાયમાલી, વિષયો, આકાશમાં પેદા થતી ચીજો, ધાતુ વિદ્યા, કુદરતનું ઇલ્મ અને તેની હસ્તી, વનસ્પતી વિદ્યા, શરીરશાસ્ત્ર, મનુષ્યના શરીર અને બુદ્ધિ વિદ્યા, બુદ્ધિજ્ઞાન, જાનવર અને છોડવાની વિદ્યા, પ્રાણી વિદ્યા, રૂહ (રૂહની બાબતમાં વીસ્તારવાન બયાન)ની બનાવટ, શરીર અને રૂહ વીષે, શરીરીક સુખ દુઃખની ખરી કુદરત, વીચીત્ર ભાષાઓ (ભાષા તત્વજ્ઞાન) વીષે શીખવે છે.

(૩) શરીરીક (અન્ન ફસીયાત)ની બાબતમા વીસ્તારવાન બયાનને ૩૧ થી ૪૦ ફસલો (જીલદ ૩જી)માં વર્ણવેલું છે કે જે ઇલ્મે હકીકી અને વિશ્વ આત્માનું શીખવે છે.

(૪) કુદરત (અલ-ઇલાહીયત)ને ૪૧ થી ૫૧ ફસલો વર્ણવેલુ' છે કે જે ઇખવાનુસફાના વિચારો અને રીતો, ઇસ્લામીના છુપા હેતુઓ, વિશ્વ આત્માના હુકમ અને ગુપ્ત ઇલ્મો શીખવે છે.

અવશ્ય કરીને ઇખવાનુસ્સફા નિબંધ રચનાઓ અને જ્ઞાનચક્રો જેવા હતા, જેની શોધ કરતાં ડીતરીસી કહે છે; (મેક્રોકોસમોસ પાને ૪.) "ધાતુઓના જ્ઞાન સંબંધી આ (રીસાલા-ઓજ) એટલે સુધી એક બીજાના સંબંધને પહોંચી વળ્યા છે કે આત્મીક અને ધાતુઇક વિશ્વોના નિબધીક રચના ઘડવામાં અને તે વખતમાં ખેતી કરવાની કેળવણીને આગળ વધારવામાં આજ રીસાલાઓ લાયક હતા. જે રીસાલાઓ સર્વ સવાલોના સંપુર્ણ જવાબો આપવા શકિતવાન હતા." આવી રીતે આમા જે વિષય ચર્ચવામાં આવ્યા છે તેને નીચે મુજબ બે ભાગમાં વહેંચી શકાયઃ—(૧) મેક્રોકોસમ કે પૃથ્વી રચના; એકતામાંથી બહુત્વપણાનો ઉત ક્રાન્તી નિયમ; ઉત્પતિનો ઉત્તક્રાન્તી નિયમ, ચંચળ, આત્મા, મુખ્યધાતુ, પ્રાથમીક ધાતુ, વિશ્વ, કુદરત અને તત્વો મારફત ખુદાની છેલ્લી ઉત્પતિ. ત્રીજી ઓલાદ કે પ્રાણી, શાકભાજી અને ધાતુઇક પદાર્થો.

(૨) મીક્રોકોસમ યાને મનુષ્ય કે બહુત્વપણામાંથી એકતામા ફરવું. (રીમેનાસીએ)



# પુરવણી "૨."

—*—

## મીશાકનામુ કે "અહેદુલઅવલીયાહ"

### ગુજરાતીમાં અહેદનામાનો તરજુમો.

(આ બુક પાને ૪, ૨૪, ૩૩, ૩૮ સંબંધ)

**શરૂ કરૂં છું હું ખુદાના નામ સાથે જે રહેમાન અને રહીમ છે, હું ખુદા પાસે દરેક બાબતમાં મદદને ચાહું છું.**

સર્વ વખાનો ફક્ત ખુદા તઆલા માટે કે જેને ખલકતને પોતાની બંદગી માટે પેદા કરી અને તેની બંદગીથી તે ખુશ થયો. તેને ધર્મ સાથે તેના એકાત્રપણાને જોડેલું છે અને તે ધર્મ સાથે તેની ફરજીયાત તાબેદારીને જોડેલી છે. તેના બંદાઓને એકથીજ પેદા કરવાનું શરૂ કર્યું કે જેને તેણે જમીનની સપાટી ઉપર તેઓનો ખલીફો બનાવ્યો. તેના ફરીસ્તાઓને તેને સજદો કરવાનો હુકમ કર્યો. તેઓએ તેને સજદો બજાવ્યો અને જે અહંકારી થયો તેની ઉપર લ્યાનત કરી. અલ્લાહ કે જે બધા બોલનારાઓમાં વધારે ઉત્તમ છે તે કહે છે કે "જ્યારે અમોએ ફરીસ્તાઓને કહ્યું આદમને સજદો કરો ત્યારે બધાએ સજદો કર્યો સીવાય ઇબલીસ. તેણે ના પાડી અને અહંકારી થયો અને ખુદાથી નાડરનારો થયો." જો ખુદા ચાહે તો એક પલમાં આખી દુન્યાને પેદા કરતે કે જેમાં તેણે તેને પેદા કર્યો. ખુદા કે જે બોલનારાઓમાં ઉંચે ચઢેલો છે તે કહે છે કે, "તમોને પેદા કરતા અને રૂહ ફુંકના કંઇ નથી મગર એક રૂહની મીસલ છે." પણ વહાલા અને આલા ખુદાવંદે વિચાર કર્યો કે તેનાથી વંશવારી શરૂ થાય અને દુન્યામાં તે એકલા માટેજ તાબેદારી રહે. તેમાં હીકમત છે કે જે તેને કાયમ કરી અને જે તેની દુન્યા સામે મુકી તેને, તેણે તેની દલીલો બનાવી. તેને તેઓને છુટા, ખુલ્લા, ભુલેલા અને આંધળા મુકી દીધેલા નથી, પણ તેને તેઓને માટે એક સરદાર બનાવ્યો, જે તેઓને લઇ આવે, રસ્તો બતાવે અને તેઓને (સત્ય રસ્તા ઉપર) ચલાવે. ખુદા તઆલાએ આદમને એવું ઇલ્મ આપ્યું કે જેથી તે ખુદા સીવાય કોઇ પણ તરફ મોહતાજ બને નહિ. તે (ખુદાએ) તેને બઇરી સાથે પરણાવ્યો અને તેઓથી તેને દુન્યા ઉપર ઘણા મરદો અને બઇરીઓ ફેલાવ્યાં. ભોમ્યા માટે તેને દરવાજો બનાવ્યો કે જે થકી તે તેને પહોંચી શકે અને તેની તરફ ચડવા માટે સીડી બનાવી અને સીડી તરફ તેને રસ્તો બનાવ્યો. આ ફરજો તેના મીશાકનું પુતળું છે. આ મીશાક મનુષ્યોને બચાવે છે, માન આપે છે અને અણુઘટતા કાર્યોથી બચાવે છે; તો હવે જે મીશાક (વચન) આપે છે તેનો ભંગ કરશે તો તેને ખુદા સજા કરશે અને જે અદા કરશે તો તેનો ખુદાવંદ બદલો આપશે. આથી તેને આદમ (સ. અ.)નો અહેદ લીધો અને તેને તેના વંશજોમાં આ રીવાજને ચાલુ

રાખ્યો. જેમ તે કહે છે; "અને ખરેખર અમોએ આદમ પાસેથી પહેલાં અહેદ લીધો." તે તેના દુન્યાના નેક બંદા પેગમ્બર મહમદ (સ. અ.) ને સંબોધીને કહે છે કે; "અને જ્યારે અમોએ રસુલોથી, તારાથી, નુહ, મુસા અને મરયમના દીકરા ઇસાથી અહેદ લીધા ત્યારે અમોએ તેઓથી કાયમી અહેદ લીધા." તે પછી ખુદાતઆલા દરેક પેગમ્બરો માટે એક ગુન્હેગાર દુશ્મન બનાવ્યો. જેમ તેને ઇબલીસ (શેતાન)ને આદમનો દુશ્મન બનાવ્યો. આ રીવાજ ચાલુ થયો અને તે હીકમત છે આ એવો રીવાજ છે કે જેમાં ફેરફાર નહિ થાય. તેની શરૂઆત તેના છેડા માટે અને તેનું છેવટ ભવીષ્ય માટે શાક્ષી પુરે છે. હવે ખુદા તઆલાનો ઉપકાર, જેને સારી ચીજો સારા માટે પેદા કરી, અને તે પોતે એકયતામાં એકલો રહ્યો. તેનો કોઇ પણ ભાગીયો નથી; ખલકતની કોઇ પણ ચીજનો તે મોહતાજ નથી. તેની ખલકત તેને જોઇ શકતી નથી પણ તે તેઓને જોઇ શકે છે. તે સર્વ શક્તિવાન છે. દરેક જાહેર અને બાતેન પગથ્યામાં તે મોજુદ છે. હું શહાદત આપું છું કે નથી તે મગર ખુદા. તેને કોઇ પણ ભાગીદાર નથી. હુ શહાદત આપું છું કે મહમદ તેના બંદા છે અને રસુલ છે, કે જે દરેક ચીજ સાથે લઇ આવેલા છે. પુષ્કળ બદલા અને ઇનામો અપાયેલા અને આખી દુન્યા માટે રહેમતથી ભરેલા છે; બાકી રહેલા વખત માટે અજવાળુ આપનાર ચીરાગની મીસલ છે. તેને પેગમ્બરોનું માન જાળવવાને તેઓના દીકરાઓમાં ઇમામતને રાખી, જેઓ તેના પછી ઇમામતના દરજ્જા માટે વારસ થયા. તેઓ અંધકારમાં સુરજની મીસલ છે. તેઓએ (બાપ પછી દીકરામા) ઇમામતના વારસાને ચાલુ રાખ્યો. મહમદ (સ. અ.) બધા પેગમ્બરોના માટે ખુદાથી બીહનારાઓના સરદાર અને સાચુ બોલનારા છે. જેઓ તદન જાહીલ અને ખરા રસ્તાથી નીકળી ગએલા હતા, તે કોમના માણસો તરફ આખરી વખતમા મોકલવામાં આવ્યા હતા. તેઓ (તે કોમ જે) મુર્તીપુજા કરતી અને શેતાનને તાબે હતી તથા શેતાનને સરદાર મીસલ સમજતી હતી; તે વખતમા તે (પેગમ્બર)એ બુલંદ અવાજે તે (ખુદા)ના હુકમો અને સંદેશાઓને જાહેર કીધા. આમ આગળ વધતાં, દુઃખ ખમતાં અને સબર કરતાં તેઓ ધર્મની તરફ પહેલાં થયાં કે જેને માટે ખુદાવંદ કુરઆનમાં વખાણ કરતાં કહે છે: "જેઓ પહેલા છે તેઓ પહેલા અને નઝદીકમા જન્નતમા છે." આગળ ચાલતાં ખુદાવંદ તઆલા કહે છે, "ખરેખર પેગમ્બરોના કસમ મહાજરીન અને અનસારના પસ્તાવાને કબુલ કર્યો કે જેઓએ સંકટના વખતે (તેના) માનનારાઓ થયા." આવી રીતે સર્વથી પહેલા અમીરૂલ મુમેનીન તથા તે (પેગમ્બરના) વિશ્વાસુ ખલીફા અલી ઇબને અબુ તાલીબ અને બદરોમાં ખદીજા બીનતે ખોવેલ છે. પછી જેઓ મહમદ (સ. અ.)ના માનનારા તથા પગલે ચાલનારાઓ થયા; તેઓથી તેને તે પ્રમાણે મીશાક (અહેદ) લીધો અને તેની આગળ થઇ ગએલા પેગમ્બરોના રીવાજને કાયમ માટે ચાલુ રાખ્યો. તે ભવીષ્ય સુધી કાયમ રહેશે. તેઓની નીચે પ્રમાણે વંશાવળી છે. પેગમ્બરના પછી તેના વારસ અલી બીન અબુતાલીબ તેના પગલે ચાલ્યા અને ત્યાર પછી ઇમામોના વંશજોમાં તેની તાબેદારી જોડેલી છે કે જેઓની તાબેદારી ખુદાતઆલાએ ફરજીયાત કરી છે. પેગમ્બર (સ. અ.) એ ખુદાતઆલા તરફથી તેઓને બોલાવ્યા તથા તેઓ પાસેથી મજબુત મીશાક (સોગંદ) ને લીધો. તેઓએ તેને તેના બંદા (પેગમ્બર) ને માન્ય રાખી ખુદાના મહાન કાયદાને અનુસર્યા. ખરેખર

ફક્ત આજ કારણ માટે તેઓને પેદા કર્યાછે. તેઓને માટે તેઓ (પેગમ્બરો)ને હુકમ આપ્યો, તેજ પ્રમાણે તેઓને તેણે બનાવ્યા. હવે જેઓ એલ્યા અલ્લાહના જુમલામાં દાખલ થવા ચાહતા હોય તેઓએ પોતાના મનને શેતાનના વસવસાથી પાક સાફ કરી અને પોતાની સમજ શક્તિથી કાનને ખોલી તથા શાંત મનથી અલ્લાહ તઆલાના અહેદને સાંભળવા હાજર થવું કે જેથી ખુદાતઆલાની જમીન અને આસમાન બરકરાર રહે. તમો ખુદાતઆલાના અહેદને વળગી રહો અને મુનફીરના મીસલ જાહેર વબાતેન રહે નહિ: કારણ કે જેઓ આવી સ્થીતીમાં છે તેઓને ધિક્કારેલા છે ખુદા કહે છે; "જ્યારે તેઓ મુમેનીનને મલે છે ત્યારે કહે છે કે અમો માનીએ છીએ અને જ્યારે તેઓ મુમેનીનથી જુદા પડી શેતાનને મલે છે ત્યારે કહે છે કે ખરેખર અમો તમારી સાથે છીએ, અમે તો ફક્ત મશ કરીએ છીએ. તો ખુદા તેઓથી મશકરી કરશે અને તેઓને બંદખોરો અને આંધળા ભટકતાઓમાંથી કરશે" અને તે કહે છે: "જ્યારે ઢોંગી તમારી પાસે આવે છે, ત્યારે કહે છે કે અમો શાહેદી પુરીએ છીએ કે ખરેખર તું ખુદાનો રસુલ છો અને ખુદા જાણે છે કે ખરેખર તું તેનો રસુલ છો; પણ ખુદા શાહેદી પુરે છે કે ખરેખર ઢોંગી જુઠ્ઠું બોલનાર છે. તેઓ પોતાના સોગંદ ખાય છે અને તેઓ (બીજાઓને) ખુદાના રસ્તાથી આડી બાજુએ દોરવે છે." જેઓ સોગંદ તરફ નીમક હલાલીથી વિશ્વાસુ રહે છે તેઓના વખાણ કરતાં કહે છે; "અને તેણે ખુદાથી જેનો અહેદ લીધો તેને અદા કરે છે તો તેઓને તે મોટો બદલો આપશે." અને તે કહે છે; "અને જ્યારે તેઓ અહેદલે છે તથા સકટ, મુસીબત તથા ગુસ્સાની વખતે સબર પકડી અહેદને અદા કરે છે ત્યારેજ તેઓ ખરા અને પવિત્ર છે." હવે જેનું મન અહેદ આપવાથી નાખુશ હોય અને જેના મનમાં સુસતિ હોય તેને લાયક છે કે જ્યાં સુધી તે સાચા દીલથી વચન આપવા તૈયાર ન હોય ત્યા સુધી આપે નહિ. જેઓ પોતાને અલ્લાહ તઆલાથી સ્વતંત્ર ધારતા હોય તેઓના પાસે ચાલ્યા જાય કે જેઓ પોતાને અલ્લાહ તઆલાથી સ્વતંત્ર ધરાવનાર છે. સર્વમાં ખુદા સ્વતંત્ર છે અને તે સર્વ ઠેકાણે વ્યાપી રહેલો છે. તમોએ મારા કોલને સાંભળ્યો અને મારી શરતથી ખુશ થયા અને તમારા રૂહને તાબેદારી તરફ દીનના તલબ કરવાના ખ્યાલ માટે ફેરવી લીધો, પણ દુન્યાની મતલબ માટે તેમજ તેના હકોને તમારામાંના કેટલાકો તેને પદભ્રષ્ટ કરવા માટે નહિ. જો પછી એમજ છે તો કહો "નઅમ" (હા). (જ્યારે તેઓ કહે 'નઅમ" તેઓને કહો "સાંભળો, જે હું તમારા નઝદીક વાંચુ.")

## શરૂ કરૂંછું હું ખુદાના નામ સાથે જે રહેમાન અને રહીમ છે.

તમોએ ખુદાના મીશાકને તમારી ઉપર ફરજ સમજી હમેશ માટે તમારા ગલામાં નાખ્યો, જેના માટે મેં પુછ્યું અને તેને તમોએ મંજુર કર્યું. તમારી તાબેદારીની ગાંઠને ખુશી સાથે મજબુત બાંધી છે તે તમારી ખુશીથી હોવી જોઇએ પણ બીકથી હોવી જોઇએ નહિ; તમારા વિચારોને કપટી હલ્લો કરવા તેને સંતાડવાની કોશીશ કરશો નહિ: પણ તેને ખરી ઇચ્છાથી, ચોખ્ખા ખ્યાલથી, સાચા વિચારથી, ખરા દીલથી અને વફાદારીથી આપવો જોઇએ. (યાને તમારૂં બોલવું તમારા કામથી ઉલટું હોવું જોઇએ નહિ.) તમોએ

ખુદાના બંદા અને તેના માનીતા ઇમામ તૈયબ અબીલ કાસીમ અમીરૂલ મુમેનીન (સ. અ.) ને, તેના વફાદાર બાપદાદાઓને અને તેના માનવંતા દીકરાઓ, જેઓ કયામતના દીવસ સુધી (એક પછી બીજા) ચુંટાશે, તેઓને વફાદાર રહેવા માટે અહેદ આપો કે જે અહેદને તમોએ સાંભળ્યો. જે તમારા દીલમાં હોય તે જાહેર હોવું જોઇએ પણ તેમાં કપટ કે કાવતરૂં હોવું જોઇએ નહિ. તમો શાહેદી આપોછો કે નથી કોઇ મગર ખુદા, તે એકલો છે, તેનો કોઇ પણ ભાગ્યો નથી, તે જમીન તથા આસમાન અને તેની દરમીયાન જે કંઇ રહેલુ છે અને હસ્તી ધરાવે છે, તેનો પેદાનો કરનાર છે અને ખરેખર મહમદ તેના બંદા અને રસુલ છે. તેના હોદ્દાના હક્કદાર માલીક અલી બીન અબુ તાલીબ છે, તેના છુપા ઇલ્મના ખઝાના છે તથા તે (પેગમ્બર) પછી મુમીન (માનનાર) મરદ અને બાઇરોના અમીરૂલ મુમીન છે, તે પછી તેઓના નસલથી જે ઇમામો થયા, તેઓ ખુદાથી એક પછી બીજા ચુંટાએલા છે. (તમો) શાહેદી આપોછો કે ઇમામ તૈયબ અબીલ કાસીમ અમીરૂલ મુમીનનો જેઓ ઉપર છાંયો છે તેઓ ઉપર તેની શેવા કરવી ફરજીયાત છે. જે (ઇમામ)ના આશીર્વાદ તમારી ઉપર ચાલુ છે તે (ઇમામ) તમારા ઇમામ છે. કહો; "નઅમ."

તેની નસલમા તેના પછી જે ઇમામ થયા અને થાશે, કે જેઓને તે નસ કરી અને તાંકી બતાવશે તે (તમારા) ઇમામ છે, જેની તાબેદારી તે જમાનાના લોકો ઉપર ફરજ છે. કહો; "નઅમ."

અને જન્નત તથા જહન્નમ હક છે, કયામતની ઘડી જેમા ખુદાવંદ બધાઓને કબરમાંથી ઉઠાડશે, તે ઘડી હક છે. કહો; "નઅમ."

તમો નમાઝની અંદર વખતસર હાજર રહેશો; બરાબર ઝકાત આપશો; રમઝાન મહીનાના રોઝા રાખશો કે જે મહીનામાં પવિત્ર કુરઆન શરીફ ઉતરેલા છે, બેતુલ્લાહીલ હરમ તરફ જશો; જો તમારામાંના કોઇને તે તરફ જવાનું બની આવે તો તમારા વખતના ઇમામના દાદા મહમદ (સ. અ.)ની ઝીયારત કરશો; ખુદાની રાહમાં લડશો; જહાદ (ધાર્મિક લડાઇ)ની ફરજને અદા કરશો અને તમારા માનવતા ઇમામ તૈયબ અબીલ કાસીમ અમીરૂલ મુમીન (સ. અ.) ને વફાદારીથી તાબે રહેશો કે જે તમારા ઇમામ છે. કહો; "નઅમ."

અને જેને તે (ઇમામ) તાબે રહેવાનું કહેશે તેને તમો તાબેદાર રહેશો; અને તેનું કહ્યું માનશો; તેને નાફરમાન નહિ થાઓ; તેને જુદા ઢોંગથી છેતરશો નહિ; કપટી નહિં થાઓ; પ્રમાણીકપણાથી કામ કરશો; તેને સાચા માનશો, જુઠા નહિ; તેઓને મદદ આપનાર થશો, પણ તેને મુકી દેશો નહિ; તેનાથી ફરી જશો નહિ; તમારી તરફ જે કહેવામા આવે તેને ફેરવી નાખશો નહિ; તેમાં એબ કાઢશો નહિ; જેને તે (ઇમામ) કાસીદ તરીકે ચુંટવાને ખુશી થાય અને તે તમારા ઇમામ તૈયબ અબીલ કાસીમ અમીરૂલ મુમીન (સ. અ.) તરફથી જે હુકમ કરે તેને માથે ચઢાવશો. કહો; "નઅમ."

અને જેને તે (ઇમામ) ચાહે તેને તમો ચાહશો, જેના સાથે તે (ઇમામ) લડે તેના સાથે લડશો; પછી ભલે તે મોટા હોય યા સાધારણ અને સગો હોય યા દુરનો, જે અહે-

દને તોડે તેની સાથે વહેવાર રાખશો નહિ. કહો; "નઅમ."

તમો તેના દુશ્મનો સાથે કાગળથી, છુપી રીતે, ઇશારાથી, સુચનાથી, લાગણીથી અને પ્રપંચથી એટલે કોઇપણ કારણસર કે બાબતમાં સંબંધ રાખશો નહિ. કહો; "નઅમ."

જ્યારે ઇમામ કે દાઇ તરફથી જહાદ માટે બોલાવવામાં આવે ત્યારે દૌલત અને ખરા જીગરથી વફાદાર રહી તેઓની ધાર્મિક લડાઈમા લડશો; પણ આળસુ બનશો નહિ. જો કોઇ શખશ ઇમામ તૈયબ (સ. અ.) થી દગાબાજી કરે અને તેના તમોને ખબર પડે તો છુપાવશો નહિ પણ તે (ઇમામ) ને કે વિદ્વાનોને તેની ખબર કરશો. કહો; "નઅમ."

તમો તમારા વખતના ઇમામને મદદ કરવાથી દુર નહિ રહો; યાને તૈયબ અબીલ કાસીમ અમીરૂલ મુમેનીન (સ. અ.) ના પગલે ચાલવામા; તેને ઇમામ તરીકે કબુલ કરવામાં; તેની સેવા કરવામાં, તેને વફાદાર રહેવામા; તેની યોગ્ય નમિહતો કબુલ કરવામાં આનાકાની નહિ કરો. તમો એકના આડે માર્ગે જવાથી કે બીજાના કહેવાથી જે તમોએ અહેદને આપ્યા છે તેનાથી ફરી જશે નહિ, પણ મારા અહેદના શબ્દો "નઅમ" (અમોએ સાભળ્યું અને કબુલ કર્યું)ને યાદ રાખશો કે જે સોગદ બરોબર છે. તમારા માનવામાં, કબુલ કરવામાં અને અદા કરવામાં તમારી ઇચ્છાને તથા તમારી છુપી વાતોને ખુદાતઆલા જાણે છે. તમો કપટી, ઠગ અને પ્રપંચી થશો નહિ, જ્યા સુધી તમો ખુદાતઆલાને એવી હાલતમાં મલો કે તમે દીનની હીફાઝત કરનારાઓ અને તેના તે ભેદોની જાળવણી કરનારાઓની મીસલ હોવ. કહો, "નઅમ."

તમોએ જે સાંભળ્યું અને જે તમો કુરઆન વાંચવાથી સાભળશો, તેને તમો છુપું રાખશો અને ખુદાના દીનને બચાવતાં અને ખુદાનાં પેગમ્બર (સ. અ.)ના કાયદાઓનું રક્ષણ કરતાં તમો કોઇ પણ બાબતમાં સામા નહિ થાઓ. જે તમોને છુપુ રાખવાનો હુકમ કરે તેને છુપું રાખશો કે જેથી તે તમારાથી ખુશ થાય. જે હક ઉપરથી તમોને દુર કરનાર છે તેવા અસત્યને રાખવાનું નથી, કારણ કે અહેદને અદા કરવા સીવાય ખુદા તમારાથી કઇ પણ કબુલ કરશે નહિ. કહો; "નઅમ."

તમોને જે હુકમ કરે તેનાથી ખુશ થશો; કોઇને ઉચે ચઢાવે, કોઇને નીચે ઉતારે, આપે, મના કરે, ઇનકાર કરે, બદલો આપે, ખુશ કરે, નાખુશ કરે અને સજા કરે. કહો, "નઅમ."

જો જાહેર રીતે કે છુપી રીતે દરેક બાબતમાં પ્રપંચ કરતાં અને ન સમજી શકાય તેવી બાબતનો ખુલાશો આપતાં તમારામાંથી કોઈ છુટો પડશે, કે જે મેં તેના રૂહની ઉપર જડેલું છે તો તે જમીન અને આસમાનના બનાવનાર તથા જેને તેના હાથ અને પગ ગોઠવ્યા છે, સારી તંદુરસ્તીના આશીર્વાદ તેની ઉપર કે કેલા છે, તેના (ખુદા) થી કપાએલો છે; અને તે કોલકરાર, સારી ખબર, દાઉદના પવિત્ર કાગળો, મહાન કુરઆન અને ખરા હક અને ઇન્સાફી શબ્દોથી કપાએલો છે. કહો; "નઅમ"

હરેક સ્થીર અને અસ્થીર મીલકતો, દૌલતો, થાપણ, જવાહીર, માલ, બોજા ઉપાડનાં અને સ્વારીમાં કામ આવતાં જાનવરો, પશુ પક્ષીઓ, કે ગુલામો વિગેરે જે કંઇ દુનીઆમાં પેદા કરેલી ચીજ છે તે બધું ગરીબ મુસલમાનો માટે દાન છે તેમાંથી કંઇ પણ કશાથી કંઇપણ પણ નફો થઇ શકે નહિ. કહો; "નઅમ"

જે કંઇ તમો પેદા કરશો તે તમારી બાકીની જીંદગી વાસ્તે માફ છે: પણ તમો એહદને અદા કરશો કે જે તેના તરફથી લેવામાં આવેલો છે. કહો; "નઅમ."

હરેક ગુલામો સ્ત્રી પુરૂષો જે તમારા તાબામાં છે, તે ખુદાની રાહમાં છુટા છે અને તેઓ માટે તમારો હક નથી. કહો; "નઅમ."

તેની હાલની ધણીઆણીઓ અથવા જેણીઓને તે ભવિષ્યમાં પરણે તો તેણીઓ "અલબત્તાહ"ની તલાક (આ એક જાતની તલાક છે. જેથી ધણી તરફથી ધણીઆણીઓને બોલવાથી કે મનાઇથી અપાય છે અને તે પછી તેણીને કદીપણ પરણી શકે નહિ)ની મીસલ ત્રણ વખત તલાક દીધેલી છે અને રજની વખતમાં બજાવી શકાય એવી તે સુન્નત અને ફરજ છે. કહો; "નઅમ."

તેને મક્કા (ખુદાના ઘર તરફ) ની ત્રીસ હજ્જે ઉઘાડે પગે બજાવવાનું છે. અને આ મીશાક પુરો ન થયો હશે તો આ ત્રીસ હજ્જે પણ ખુદા કબુલ કરશે નહિ. કહો. "નઅમ."

તેની ઉપર ખુદાની લીઆનત પડેલી છે કે જેની ઉપર ખુદાએ શયતાનની મીસલ લાનત કરી છે. તેના માટે જન્નતથી અને તેને હન્નમ બારશે. જો તે ન માનનારાઓમાં હશે તો ખુદા તેને કયામતના દીવસે જોશે. તેનો ઇનકાર (તેની જકાત) છે અને તે ખુદાથી તેનો આશરો લેવા વખતે તેની ન્યાયની શકિતમાં તે જુદો છે. ખુદાનો ધિક્કાર અને ગુસ્સો તેની ઉપર અને તેની સ્થિતી (પરલોકમાં) ખરાબ થશે. કહો; "નઅમ."

જે ખુદા રહેમવાળો અને દયાળુ છે તેની સત્તાથી તે દુર થાય છે. તે મુર્તિપુજાને પકડે છે તથા ભાવતાપણું અને ન તાબેદારીને પકડી રાખે છે. જયારે તેને રહેમતની જરૂર હશે ત્યારે ખુદા તેની રહેમતને તેની તરફ બંધ કરશે, તેને મદદ નહિ આપે અને તેના નીચપણાને ખુલ્લું કરશે. જેની તરફ ખુદાની મહેરબાની નથી તેની જહન્નમની આગ તરફ રવાનગી થશે. કહો; "નઅમ."

જેનો મેં મીશાક લીધો છે તેના બંધનમાંથી છુટવાનો કોઇ રસ્તો નથી અને તેની શાક્ષી માટે ખુદાતઆલા પુરતો છે. કહો; "નઅમ."

તમે મારા કોલને સાંભળ્યો, મારી શરતથી ખુશી થયા અને ખુદાના અહેદને હમેશ માટે તમારા ગલામાં નાખ્યો અને તેની મજબુત ગાંઠ ઇમામ તઇયબ (સ. અ.) તથા તેના બાપ દાદા અને દીકરાઓ, જે કયામતના દીન લગી રહેશે, તેઓ માટે બાંધી તમો અહેદને અદા કરવાનું કબુલ કરોછો? કહો; "નઅમ."

તમારા અહેદથી હું ખુશ થયો, તમોએ જે વફાદારીના સોગંદ ખાધા તે માટે ખુદાતઆલા ફરમાવે છે; "ખરેખર તેઓએ તમારી તરફ વફાદારીના સોગંદ લીધા, પણ તે ખુદા તરફ વફાદારીના સોગંદ છે. ખુદાનો હાથ તેના હાથ ઉપર છે; તો જે પ્રતીજ્ઞાઓનો ભંગ કરે છે તે પોતાની સામે પ્રતીજ્ઞાઓનો ભંગ કરે છે, પણ જેનો ખુદાને આપ્યો છે તેને અદા કરે છે તો તેને મોટો બદલો તે આપશે." ખુદાની રહેમત અને દયાથી તે રાહે રસ્તા ઉપર ચાલે. વફાદારીના સોગંદ ખાનારાઓ ખુદા તમને તમારા અહેદને અદા કરવાને મદદ કરે અને તેના પેગમ્બર તથા માનવંતા......ની તાબેદારી તરફ તમને સ્થિર રાખે, તેની રહેમતથી અમે ખંતીલા બનીએ તથા અમારો અંજામ સારો થાય.

સર્વ વખાણ ફક્ત તે એક ખુદાતઆલા માટે કે જે સર્વશક્તિવાન છે. તારા ચુંટેલા મહમદ ઉપર, અલી, તેના વારસ અને મદદગાર ઉપર તથા તેના દયાળુ અને મહેરબાન પવિત્ર કુટુંબ ઉપર સલામ હોજો. ખુદા અમારા માટે બસ છે, તેનો આશરો સારો છે; તે ઉત્તમ સરદાર છે અને સારો મદદગાર છે. ત્યાં કોઇની પણ શકિત નથી મગર ખુદાની.

**આમીન! આમીન!! આમીન!!!**



## પુરવણી “૩.”



(ફેરો ગીડાના તરજુમો કે જે બીજી મરણ ક્રીયાના વખતે મરનારના હાથમાં મુકવામાં આવે છે. જુઓ ૧૮૯૬ની સહીફતુસ્સલાતની આવૃતી પાને ૬૩–૭૧, તેમજ બજારમા અરબી અક્ષરમા લખેલી વહેંચાય છે. જુઓ તરજુમા માટે મી. ફેરમલની ચોપડીની પુરવણી ‘G’.)

હું આશરો લઉં છું તે મહાન અલ્લાહ અને તેની અનુપમ કુદરત માથે અને પનાહ ચાહું છું શેતાનથી કે જેના ઉપર પથરાનો વરસાદ વરસાદ વરસ્યો છે. ઓ! ખુદા, આ તારો ગુલામ કે જે મરણ પામ્યો છે અને જેની ઉપર તેં એ મરણને ફેંક્યું છે, તે અશક્ત, ગરીબ અને તારી રહેમતનો તલબગાર છે. તેના ગુનાહને તુ માફ કરજે; તેની તરફ તું માયાવંત થજે અને તેના રૂહને વિશ્વાસુ, સત્યને માટે પ્રાણ આપનાર અને પવિત્ર પેગમ્બરોની સાથે કરજે, તે સારૂં છે; અને તે તારી ઉદારતા છે. ઓ! ખુદા તેના શરીર ઉપર રહેમત કરજે કે જેથી તે જમીનની અંદર રહી શકે અને તેને તારૂં માયાળુપણું બતાવજે કે જેથી તે દુઃખથી નિરાળો થાય અને તેની આશરાની જગ્યો તારા પ્રિયમલા એકતોથી, નમ્ર ફરીશતાઓથી; ઉત્તમ પેદા કરેલા પેગમ્બરોથી; કીમતી પસંદ કરેલા આમીન, જેઓ જમીન ઉપર ચાલ્યા છે અને જેને આસમાને ઝાયો કર્યો છે, તે રસુલ મહમદથી; તે (પેગમ્બર) ના વારસ, તારા રસુલના ખભા ઉપરથી ભારે બોજા ઉઠાવનાર અને કુળવંત ઇમામોના પીતા અલી ઇબને અબુ તાલીબથી, મોલાતના ફાતેમ તુઝ ઝહેરાથી, તેના સંતાન ઇમામ હસન અને ઇમામ હુશેનથી; તારા રસુલના વંશજો અલી ઇબને હુશેન, મહમદ ઇબને અલી જાફર ઇબને મહમદ, ઇસમાઇલ ઇબને જાફર, મહમદ ઇબને ઇસમાઇલ, અબદુલ્લા હીલમસ્તુર, એહમદદુલ મસ્તુર, હુશેનીલ મસ્તુર, મોલાના મહેંદી, મોલાના કાએમ. મોલાના મનસુર, મોલાના મોઇઝ, મોલાના અઝીઝ, મોલાના હાકીમ, મોલાના ઝાહેર, મોલાના મરતનસીર, મોલાના મુસ્તાઅલી, મોલાનો આમીર અને મોલાના ઇમામ તૈયબઅબીલ કાસીમ અમીરૂલ મુમેનીન, તેના નાયબો અને પ્રતિનીધીઓ, અને બોધ કરવા ગએલાઓથી, કાએમ આખીર અઝઝમાન (આવનાર ઈમામનો ઇલકાબ છે) થી, તેના પ્રતિનીધીઓથી અને તેના ધર્મના હાલના ઇમામ (સ. અ.) થી, અને બોધ કરનાર દાઇ (મુલ્લા સાહેબ કે વડાધર્મગુરૂનો ઇલકાબ છે) થી, હાલના વખતના સૈયદના વ મોલાના (વડા ધર્મગુરૂનું નામ લખી) અને સૈયદના નાયબ (નાયબનું નામ લખી) થી સારી થાય, જેઓએ પ્રતિનીધીના ફાયદાઓ પાડેલા છે અને ઇન્સાફી છે. ખુદા સરસ નાયબ છે અને સરસ રક્ષણ કરનાર છે. ત્યાં કોઇની પણ શક્તિ નથી મગર ખુદાની.

---

# પુરવણી "૪" હાલના દાઈ (વડા ધર્મગુરૂ)ની વંશાવળી.

શેખ જીવણજી (બુરહાનપુરમાં સુતેલા છે.)




**નોટઃ**—સૈયદી શેખ જીવણજીના કુટુંબમાંથી સાત દાઈઓ થયા, જે ઉપરના કોઠા ઉપરથી જણાશે. વજીહુદ્દીનના વિષે કહેવાય છે કે તે માયાળુ અને પવિત્ર હતા.

## પુરવણી "૫."



### ઝહુરના વખતની ચોપડીઓનું લીસ્ટ.*

(૧) કીતાબુલ-મસાબી-ફીલ ઇમામત. (૨) કીતાબે-રહતુલ-અકલ. (૩) કીતાબે મીઝાનુલ-હકાઇક. (૪) કીતાબ અકવાલુઝ-ઝહાબીઆ. (૫) કીતાબુલ-વઝીયા. (૬) કીતાબ તનબીહુલ-હાદી. કર્તા સૈયદના હમીદુદ્દીન. (વડા ધર્મગુરૂ સૈયદના હમીદુદ્દીન કીરમાની ૧૬મા ઈમામ હાકીમ બીલ્લાહના વખતમા જગમશહુર હતા.)

(૧) મજાલીસુલ-ઈરશાદ ફીનોહીદ વ મબ્દાઓ-માઅદ. (૨) કીતાબુન-નોબુવત, વલ વસાયત, વલ ઇમામત. કર્તા સઇયદના મોઅયદ શીરાઝી. (હમીદુદ્દીન કીરમાનીના દીકરા. ઇમામ મુસ્તનસીર બીલ્લાહના વખતમા વડા ધર્મગુરૂ હતા. તેઓ હી. સ. ૪૭૦મા મરણ પામ્યા. તેઓની વધારે જાણ માટે જુઓ મોસમે બહાર જીલદ બીજી પાને ૪૧૨-૪૧૩.)

(૧) રીવાયતે સઇયદના જાફર. (૨) કીતાબુલ-ફરાઇઝ વ હુદુદે-દદીન. (૩) કીતાબુર-રઝા ફીલબાતીન. (૪) કીતાબુસ્સવાહીદ વલ બયાન. (૫) કીતાબે તાવીલુઝ-ઝકાત (૬) કીતાબે તાવીલે સરાતુનનીમા. (૭) કીતાબુલ કશફ. (૮) કીતાબે સરાઇન-નતક. (૯) કીતાબે ઇસરારન-નતક. (૧૦) કીતાબુલ-આલીમ વલ ગુલામ. કર્તા સઇયદના જાફર બીનલ મનસુરીલ યમન. (૧૪મા ઇમામ મોઇઝ બીલ્લાહના વખતમા દાઇ હતા અને સઇયદના કાઝી-નોઅમાનના હોદ્દાની બરાબર હતા. જુઓ મોસમે બહાર પાને ૫૮૭ જીલદ બીજી.)

(૧) કીતાબે આલીમુન-નુબુવત. (૨) કીતાબુઝ-ઝીનત કર્તા સઇયદના અબી હાતીમીર-રાઝી.

(૧) મજાલીસ-મતન ફીલ હીમ્મત. (૨) રીસાલતે મજમુએ ફીલહકાઇક. ત્રણ જીલદ. (૩) મજાલીસ ફી મારીફતુન-નફસ. (૪) રીમાલતુમ-મરીફા ફી અજમામીલ લતીફા. કર્તા સઇયદના અમીલ બરકત. (મનસુર બીલ્લાહના વખતમા.)

(૧) મજાલીસે મુસ્તનસીરીયા. કર્તા સઇયદના બદરી જમાલી. (મુસ્તનસીર બીલ્લાહના વઝીર, લશ્કરી સેનાના ઉપરી, જેને ઇમામના વખતમાં બળવાને શાંત પાડયો હતો. (૪૦૭-૪૮૭ હી. સ) જુઓ તારીખે ફાતેમી પુરવણી "૬"મા નંબર ૯.

(૧) કીતાબુલ-ઇફતીખાર. (૨) કીતાબુલ-અસબાતુન-નબુવત (૩) કીતાબુલ-યનબી. (૪) કીતાબુલ-મકાલીદ. કર્તા સઇયદના અબીયાકુબ સીજીસ્તાની.

---

* વધુ સુચના માટે "ઉપદેશ પમો" ભાગ બીજો કર્તા મહમદ બીન ઇસહાક અન-નાદીમની "ફેહરીસ્ત"નો તરજુમો વાંચો. થોડીક ચોપડીઓ નીચેની પુસ્તકશાળામાં છે:—

(૧) પેરીસની પુસ્તકશાળા. (૨) કપરૂલ-ઝડીની પુસ્તકશાળા. (૩) વીએનાની પુસ્તકશાળા. (૪) લન્ડનની પુસ્તકશાળા. ઉપરની પુસ્તકાલયોમાં ઉપરની કીતાબોની નકલ સંગ્રહ કરી રાખવામાં આવેલી છે. તે ચોપડીઓ વડા ધર્મગુરૂ પાસેથી અથવા મશાએખો પાસેથી વોહરાઓ વડા ધર્મગુરૂની રજાથી લઈ શકે છે.

## પુરવણી "૬."

આ બુકની અંદર થાદીમાં આપેલી કીતાબોનું લીસ્ટ.

(૧) બોમ્બે ગેઝેટરી, વોલ્યુમ ૯મું ભાગ બીજો. કર્તા મી. કેમ્પબલ આઇ. સી. એસ. અને ખાન બહાદુર આસીસ્ટંટ કમીશનર મુંબઇ.
(૨) લીટરરી હીસ્ટોરી ઓફ પરશીયા. ડા. બ્રાઉન એમ. એ. એમ. બી. પ્રો. અરેબીક કેમ્બ્રીજ યુનીવરસીટી.
(૩) ફોલ ઓફ ધી રોમન એમ્પાયર. કર્તા ગીબન્સ.
(૪) હીસ્ટોરી ઓફ ધી સર સીનસ. કર્તા સઇયદ અમીરઅલી.
(૫) સ્પીરીટ ઓફ ઇસ્લામ. કર્તા સઇયદ અમીરઅલી.
(૬) એથ્નોગ્રાફીક સર્વે ઓફ સેન્ટ્રલ પ્રોવીન્સ વોલ્યુમ ૧૭મું. કર્તા મી. રૂસલ.
(૭) વેસ્ટર્ન ઇન્ડીયા. કર્તા તોડ.
(૮) રસમાળા. કર્તા મી. તોડ.
(૯) ખુલાફાઇ-ફાતેમીઇન, તારીખે-ઇસ્લામ, સીરીઝ નંબર ૫૫ કર્તા શેખ ઝકીરહુશૈન.
(૧૦) સહીફતુસ્સલાત, ઇ. સ ૧૮૭૯માં છપાએલી. છાપખાના તૈયબી. મુંબઇ.
(૧૧) મોસમે બહાર ત્રણ જીલદ. કર્તા શેખ મહમદઅલી જીવાભાઇ. સફદરી પ્રેસમાં છપાએલી.
(૧૨) મજમુએ નીસીયાહ. કર્તા શેખ સાદકઅલી. ૧૩૨૬ હી. સ.માં છાપેલી.
(૧૩) હીસ્ટોરી ઓફ સરસીનસ કર્તા મી. ઓકલે.
(૧૪) ગુલઝારે ફાતેમી. હકીમીયા પ્રેસમાં છાપેલી
(૧૫) રીલીજીયન-ડી-ડરફ્રેમ. કર્તા ડી-સાસી
(૧૬) વોહરા કેળવણી, ગુલઝારે હકીમી. હી. સ. ૧૩૩૮.
(૧૭) હીસ્ટોરીકલ સ્કેચ ઓફ ઓહરા હાઇપ્રીસ્ટ. કર્તા શેખ ફેઝુલ્લાભાઈ બી. એ. પ્રખ્યાત સ્કોલર અરેબીક.
(૧૮) એકસપોઝ. કર્તા ડી-સાસી.
(૧૯) અલ-મવાઇઝ વલ ઇતબાર. કર્તા મી. સરીફી મીકરીઝી.
(૨૦) રીપોર્ટ ઓફ એજ્યુકેશનલ કમીશનર ઓફ ૧૮૮૨ એ. ડી.
(૨૧) અયુનલ મઅરેફત. કર્તા શેખ શરફઅલી.



## પુરવણી "૭."

—:o:—

### દાઈ-ઉલ-મુતલકના ગુણો.

---

ઉજા દાઇ સઇયદના હાતીમે તેની મુજ્નઝતુલ કેફીયાના રીસાલામાં આ ગુણો આપેલા છે કે જે હસન બીન નુહના "અલ-અઝહર"ના સાત તવારીખી ભાગોના બીજા ભાગમાંથી ઉતારેલા છે. હસન બીન નુહ કહે છે કે તેને ૧૫મા ઇમામ અઝીઝ બીલ્લાહના વખતના દાઇ એહમદ બીન મહમદ નીશાપુરીયા પાસેથી ઉતારો લીધેલો છે. મુળ તવારીખી પુસ્તક અરબીમાં છે અને હાથેથી લખેલી છે. તેનું અંગ્રેજી ભાષાંતર પ્રખ્યાત અરબીના વિદ્યાર્થીએ કરેલ છે અને વીભાગો સાત છે.

## નીચેના ગુણો દરેક દાઈ-ઉલ-મુતલકમાં હોવા જોઇએ.

### (૧) કેળવણીના ગુણો.

દાઇને કાયદા અને તત્વજ્ઞાનના નીયમોનુ જ્ઞાન હોવુ જોઇએ કારણ કે દાઈ જાહેરી અને બાતેની ફકીહ છે.

દાઇમાં પરીક્ષકનો ગુણ હોવો જોઇએ કારણ કે દાઇ જાહેરી અને બાતેની કારણોના પરીક્ષક છે. (યાને સંસારીક અને આત્મીક કામો) તેથી નીચે પ્રમાણે પરીક્ષકના ગુણો હોવા જોઇએ:—ધીરજતા, જ્ઞાન, મક્કમતા, શાંત વીચાર, દુરઅંદેશ, ચાલાકી શુદ્ધતા, નમ્રતા અને સહનતા વીગેરે.

તેને ગણીતશાસ્ત્ર અને સીધ્ધાંત રચનાના કાયદાઓ જાણવા જોઇએ કારણ કે તે ન્યાય અને ડહાપણના નીયમો રચનાર છે.

દાઇને સંસારીક, આત્મીક અને ધાર્મીક જ્ઞાન હોવું જોઇએ. ખુદા તઆલા કહે છે કે; "જ્ઞાની અને અજ્ઞાની સરખા નથી; ખરેખર આકીલ માણસો (તેને) યાદ કરે છે;" અને ખુદા કહે છે; "લગાર જેઓને જ્ઞાન અપાએલું છે તેઓના હૃદયમાં તે મોઅજીઝો છે." (૨૩-૧૫,૧૬) અને ખુદા કહે છે; "જે સત્ય પંથ બતાવે છે છતાં શું તે અનુસર કરવા લાયક છે? કે જે સત્ય પંથ બતાવતો નથી અને તે (બીજાઓથી) દોરવાય છે? તે તમારે માટે શું છે? અને તમો કેવી રીતે હુકમ ચલાવશો?" (૧૧-૯) અને કહે છે; "ચાર ચીજો (કે જે એવી જરૂરી અને અગત્યની) છે કે જો ઊંટ એટલા તેની શોધમાં રખડે કે તે થાકી જાય તો પણ થોડું છે. (તે નીચે પ્રમાણે છે:—) (૧) માણસે તેના માલીક સીવાય કોઇ પાસે માગવું નહિ. (૨) તે તેનાજ પાપો સીવાય કોઇથી બીયે નહિ. (૩) જાહેલ માણસ ઇલ્મ લેવાથી શરમાય નહિ. (૪) જ્ઞાનીને સવાલ પુછતા જો તેના જવાબની તેને ખબર ન

હોય તો એમ ચોખ્ખુ કહે કે, "મને આવડતું નથી." અમારા માલીક અમીરૂલ મુમેનીન એમ કહેતા કે, "એક માણસના બધા જ્ઞાનનો સમાવેશ આમા થાય છે, કે જ્યારે તેને કંઈ આવડતુ ન હોય ત્યારે એમ કહે કે, "ખુદા વધુ જાણે છે." યાને "હું જાણતો નથી." જો હું એવા જુવાનને મળુ કે જે ઇલ્મ શીખી શકતો નથી તો ખચીત હુ તેને દુરસ્ત કરૂ" અને અલ્લાહ કહે છે કે, "તેઓમાથી શા માટે થોડાકો આગળ જતા નથી કે જેથી ધર્મની બાબતની તેઓને સમજણ આપવામા આવે કે જેથી તેઓમા પાછા ફરતા કોમને ચેતાવે" (૧૧-૧૪) અને જો કોઈ આ બધા જ્ઞાનને જાણશે નહિ તો તેઓ તેને પુછશે, તેની સાથે શત્રુતાથી તેઓ લડશે અને તેને તેઓ હરાવશે આ સબબ તેનામા અનીમતા, અપ્રીતી અને ધર્મનુ નુકશાન થશે. યુનુસ (અ સ)ને માછલી ગળી ગઇ હતી તેના વીષે એક વાત છે કે એક માછલી તેની દુસ્મન હતી કે જેને યુનુસ (અ સ)ને હરાવી, ડુબાવી અને ઉતારી પાડયો તે ઉપરાત તેને ગળી ગઇ. તેનજ માટે ધર્મ અને તેના માનનારાઓ તરફ તેની નબળાય અને અપમાન હતુ, યાને તે બનનાર હતું.

તેને જમીન કેમ ખેડવી તે જાણવુ જોઇએ યાને ખેતીના કાનુનો બી રોપવાના વખતો અને પાણી પાવવાનો તરીકો વીગેરે. કારણ કે તેને ખરી જમીનને વાપરતા દીનના ખેતરને ખેડવુ છે અને તેને તેમાથી ખરા પાણી વહેવડાવનારી નહેરો ખોદવી છે. તેજ ખરૂ અને જરૂરી જ્ઞાન છે ખુદાતઆલા કહે છે, "જે કોઇ હવે પછીની જીંદગી માટે ખેતી કરવા ચાહે છે તો અમો તેની ખેતીને આબાદ કરીએ છીએ" (૧૫-૪)

તને ભરવાડીના ગુણો હોવા જોઇએ યાને બકરાઓને સંભાળવાની, તેઓને પાણી આપવાની અને તેઓને ચરાવવાની, કારણ કે તે ખરા આત્માનો ભરવાડ છે મુસા (અ સ) કહે છે, "હુ મારા બકરાઓને માટે પાંદડાઓ નીચે ફેકી ખખડાવુ છુ" અને પેગમ્બરે કહ્યુ છે, "તમારામાનો દરેક ભરવાડ છે અને તે તેના ટોળા માટે જોખમદાર છે."

તેને વેપારીક જ્ઞાન (ખરીદવુ અને વહેચવુ) અને વેપારીના ગુણો હોવા જોઇએ કારણ કે ખરેખર તે વેપારી છે. ખુદાતઆલા પવિત્ર કુરઆનમા કહે છે "હુ તમને વેપાર બતાવુ કે જે તમોને સખત અઝાબથી મુકત કરે જો તેમ સમજે તો ખુદા અને તેના રસુલ ઉપર ભરૂસો રાખો તથા ખુદાની રાહ માટે તમારી જીંદગી અને પૈસા ખર્ચી લડો, તે તમારા માટે સરસ કામ છે" (૨૮-૧૦)

તેમા કળાકારના ગુણો હોવા જોઇએ, કારણ કે તે એવા માણસ છે કે જે તેઓના છુપા ભાગોને ઢાકવા માટે કપડા બનાવે છે અને તે એવા ધોબી છે કે જે તેઓના કપડામાથી મેલ ધોઇ નાખે છે ખુદાતઆલા કહે છે, "ખુદાની બીકના કપડા સારામા સારા છે" (૮-૧૦) ખુદાએ દાઉદ (અ. સ)ને કહેલુ કે "સંપુર્ણ લોઢાના બખતરને તૈયાર કર." અને તેને કહેલુ કે, "ખુદાની બીકના પોશાક સ્વતંત્ર છે અને તેની બીકનો પોશાક તમારી મકસતા છે." (૧૪-૧૭) એમ કહેવામા આવ્યુ છે કે ઇસા (અ સ)ના દાઇઓ ધોબી હતા.

તેને ખલાસીના ગુણો હોવા જોઇએ, કારણ કે તે ખરા વહાણના ખલાસી છે

દાઇ સંપુર્ણ ડહાપણવાળો હોવો જોઇએ. ડહાપણ સાથે જ્ઞાન સંબંધ ધરાવે છે. જો ડહાપણ સાથે જ્ઞાન ન હોય તો તે એક જાતનો બોજો છે. ખુદા કહે છે કે, 'જ્ઞાનીઓથીજ તે (કુરઆન)ની માઅના સમજી શકાય" (૨૦-૧૬) ફરી તે કહે છે; "ખરેખર જ્ઞાની માણસ તેને યાદ કરે છે." (૨૩-૧૬) ફરી તે કહે છે; "ખાઓ અને તમારા ઘેટાઓને ચરાવો; ખરેખર તેજ ડહાપણવાળા માણસોની નીશાની છે." (૧૬-૧૧)

દાઇ વીવેકી હોવો જોઇએ કારણ કે વીવેકી ઇમાનનો એક ભાગ છે. જો દાઇ વીવેકને છોડશે તો તે મુમેનીનોના આંખેથી ઉતરી પડશે અને બધા મુમેનીનોના આંખેથી ઉતરી પડશે અને બધા મુમેનીનો તેની સામું જોશે.

દાઇ ઉદાર દીલના હોવા જોઇએ, પણ કંજુસ હોવા જોઇએ નહિ કંજુસાઇ તે નીચતા છે. ખુદા કહે છે: "જયારે તેઓ ખર્ચ કરે છે ત્યારે તેઓ ઉડાઉ તેમજ કંજુસ થઈ જાતા નથી પણ તેઓ વચલો રસ્તો પકડે છે." (૧૯-૪) જો દાઇ કંજુસ હશે તો મુમેનીનો તેની ઓછતાં જાણી જશે અને તે બધા ફનાહ થશે. લાયક માણસને તેમજ નાલાયક માણસને પણ આપવુ જોઇએ કે જેથી તે ધર્મની તરફ લલચાય. જયારે તે ખર્ચ કરવાનો સંજોગ જોય ત્યારે તેને કજુસાઇ બતાવવી જોઇએ નહિ કે જેથી મુમેનીનો પાયમાલ થઈ જાય નહિ. પેગમ્બર કહે છે, "ખુદાએ સખાવતને ધર્મચુસ્ત માણસોના હૃદયમાં પેદા કર્યા છે." તે કહે છે કે: "સખાવત તે ઝાડ છે કે જેનું મુળ જન્નતમાં છે; જે કોઇ તેની ડાળીને પકડે છે તો તે ડાળીથી જન્નતની તરફ ખેંચાય છે. જયારે કંજુસાય તે ઝાડ છે જેનુ મુળ જહન્નમમાં છે અને જે કોઇ તેને પકડે છે તો તે જહન્નમની તરફ ખેંચાય છે." એમ કહેવામાં આવે છે કે જ્ઞાની પણ કંજુસ હોય તો તે ખરાબ છે અને સખાપણુ જાહીલ હોય તો તે સખી માણસ સારો છે. સખાવતને દરેક માણુસ તથા ધર્મે વખાણેલી છે.

## (૨) સદાચારી અને ધર્મચારીના ગુણો.

દાઇમાં નંમ્રતા હોવી જોઇએ કારણ કે નમ્રતા ઈમાનનો એક ભાગ છે. જે કામો ધર્મની ઇજ્જતને ઘટાડે છે તે કામોથી નમ્રતા બચાવે છે. નમ્રતાથી તે માણસોની આશાને સફળ કરે છે, દરેક જાતની અડચણોને સહન કરી શકે છે અને માણસો સાથે વિવેકથી વર્તે છે.

દાઇએ તેના બોલવા પ્રમાણે કામ કરવું જોઇએ, કારણ કે ધર્મ (દીન) ફકત વફાદારી અને ગંભીર સોગંદ (મીશાક) જાળવી રાખવાથી છે. જયારથી દાઈ અવિશ્વાસુ અને કપટી થાય છે ત્યારથી માણસો પણ તેના પગલે ચાલે છે અને તેના પ્રમાણે કામ કરે છે. તેથી દીન ભ્રષ્ટ થાય છે. કુરઆનમાં ખુદાતઆલા વિશ્વાસુપણાને વખાણી કહે છે કે; "ઇબ્રાહીમ એ વાયદાને પુરો કર્યો." (૨૭૭.) તે કહે છે કે; "ઇસમાઇલ તેના બોલ તરફ સાચો હતો." (૧૬-૭.)

તેમાં પેશ ઈમામનો ગુણ હોવો જોઈએ કારણ કે તે ખરી નમાઝના અને જેઓ દરજ્જામાં તેનાથી નીચા છે, તેઓના આગેવાન છે.

તેમાં માઝુનના ગુણો હોવા જોઇએ કારણ કે તે ખરી નમાઝ અને મુકિત તરફ માણસોને ઇઝન આપનાર છે

તેમાં મુજાહીદ (ધાર્મીક લડાઇ કરનાર)ના ગુણો હોવા જોઇએ કારણ કે તે ખુદાની બાબતમા મુજાહીદ છે.

તેને અંધારી રાતમા ઘાટા ભયાનક જંગલોની અંદર દોરી લશ્કરને લઇ જવાની હિમ્મત હોવી જોઇએ, કારણ કે તે એવા માણસ છે કે જે સેરાતુલ મુસ્તકીમ તરફ અને સત્ય રસ્તા તરફ લઇ જનાર છે. જો ઉપર બતાવેલો ગુણ ખરેખર દાઇમા નહોય અને તેને દાઇ કહેવામાં આવે તો તે નામ અર્થ વગરનુ નામ છે ને ફાયદાકારક થશે નહિ. આવા દાઇથી કઈ પણ આત્મિક ફાયદાને ઉપાડવાની આશા નકામી છે તે ફક્ત મુઠીભર વાયુ પકડવા જેવુ છે. આવા દાઇ માટે દાઇના નામની કલ્પના કરવી પણ ગુનાહ છે. ને તેના ઉપર એક જાતનો બોજો છે. કુરઆન શરીફમા ખુદાતઆલા કહે છે કે, "ખુદાની આંખોમા તમારામાં વધારે માનવાળો તે છે, કે જેમાં ખુદાની બીક વધારે છે." (૨૬–૧૪.) માન અને જ્ઞાન ફક્ત ખુદાની બીકમા રહેલુ છે. જો દાવતનુ નામ ઉપર બતાવેલી હાલત સાથે સંબંધ ધરાવતું ન હોય તો તે (નામ)ના માટે માન ઇજ્જત અને ફખર નથી. વધુમાં તે ન્યાયી પણ નથી પણ તેના ધારણ કરનાર માટે બોહતાન અને મશ્કરી છે. માણસોએ એવા કેટલાક નામો શોધી કાઢયા છે કે જેનો અર્થ તદ્દન ઉલટો થાય છે. દાખલા તરીકે, જંગલ કે જેને (અરબીમા) બચાવની જગ્યા કહેવામા આવે છે ત્યારે તે નાશની જગાનો અર્થ રાખે છે. તેવીજ રીતે "માલડીગ" (ડંખીનાર)ને મલીમ (મલામત) કહે છે અને "આમા" (આંધળો) ને "બસીર" (દેખતો) કહે છે, "અસવદ" (કાળા)ને "કાફુર" (કપુર જેવા સફેદ), કહે છે, અને "ફીરઓન" ને "રબ" (ખુદા) કહે છે, પણ તે બધુ નકામુ છે. પેગમ્બર મહમદ (સ. અ.)ને અરબસ્થાનમા નમાનનારો 'સાહીર" (જાદુગર) અને 'મજનુન" (ઘેલો) કહેતા હતા પણ તેને કઇ પણ નુકશાન કરી શક્યા નહિ તેમ બધા ફરીશ્તાઓમા "ઇબલીસ" (શેતાન) ફરીસ્તો કહેવાતો હતો, પણ જયારે તેને પાપ કર્યું ત્યારે નામે તેને કઇ પણ ફાયદો આપ્યો નહિ. (આથી એમ સમજી શકાય છે કે નામ કઇ પણ ફાયદો કરતુ નથી, પણ તેની સાથે ગુણો અને અમલ પણ હોવા જોઇએ. નહિ તો દાઇનુ નામ ફક્ત છેતરવાને અને લોકોના પૈસા લુટવાને અને બીજાના ખર્ચ ઉપર ઠાઠમાઠથી રહેવાને માટેજ છે.) હવે આપણે આપણા મથક અને વર્ણનની તરફ વળીશુ.

ધર્મ કે જેના તરફ તે લોકોને બોલાવે છે તેને દાઈ મજબુત ભરૂસાથી અને ખરા દીલથી માનતો હોવો જોઇએ. ઇમામ કે જેની તરફ તે લોકોને બોલાવે છે તેને માનતો હોવો જોઇએ. ખુદાના રસુલને (જે દીન અને દાવતના સ્થંભ છે) અને ખુદાની એકતાને માનતો હોવો જોઇએ, કારણ કે જો તે ભણેલો અને વઇરાગી હોય પણ તેની માન્યતા ખરી ન હોય અને દીનની ફરજોને ઢોંગ અને તેના ઢોંગી દેખાવથી બજાવતો હોય તો તેના માનનારાઓ ને તેના જ્ઞાન અને મથકથી કંઇ પણ ફાયદો થઇ શકશે નહિ. તેમજ તેની દાવત સંપુર્ણ નહિ કહેવાય અને તેના માનનારાઓને તે મેળવી શકશે નહિ અને દાવતનું કાર્ય સંપુર્ણરીતે બજાવી શકશે નહિ.

દાઇને તકવા (ખુદાની બીક) રાખવીજ જોઇએ. ખુદાની બીક યોગ્ય અને ખુષા જ્ઞાનથીજ મુકી શકાય છે. તકવાનું મુળ કૃપાળુ ખુદાથી બીહવાનું છે. તેને ખુદાની જગ્યામાં કોઇને પણ દાખલ કરવો જોઇએ નહિ, તે (ખુદા)ને મખલુકાતના ગુણોમ.થી કોઇ પણ ગુણો લગાડવા જોઇએ નહિ. તેને ધર્મ મના ફરમાવેલી ચીજોનો ત્યાગ કરવો જોઇએ અને (તેમજ) જે કંઇ કરવાનું કહેવામાં આવ્યું છે તેને વળગી રહેવુ જોઇએ.

દાઇ નિર્દોષ અને પાક હેવા જોઇએ. ખુદા કહે છે; "તે વો માણસ છે કે જે પુન્તને ધિક્કારે છે; ખુદાના વખાણ કરે છે; ખુદા સામે ચાલે છે અને તેના ગુદણે પડે છે અને સજદો કરે છે: સારા કામો માટે હુકમ કરે છે અને ખરાબ કામો માટે મના કરે છે, ખુદા તરફથી આજ્ઞાઓ મેળવવાની રાહ જુએ છે; મુમેનીનોને જો વફાદાર હોય તો જન્નતની ખુશ ખબરી પહોંચાડે છે અને તેઓને ખુશ વધામણી આપે છે. જયારે તેઓ ઉલટા ચાલશે ત્યારે તેઓ ફનાહ થશે." (૧૧-૧૩)

દાઇ મુમેનીન તરફ માયાળુ હોવા જોઇએ, તેઓની દયા ખાવી જોઇએ અને તેઓની તરફ પ્રેમની નજરે જોવું જોઇએ. ખુદા કહે છે; "એ મહમદ! અમોએ તુને નથી મોકલ્યો મગર દુન્યા માટે રહેમત ઉતારવાને." (૧૭-૭.) ખુદા કહે છે; "તેઓ એક બીજા તરફ પોતાનામાં માયાળુ છે. તું તેઓને રૂકુ અને સીજદા કરતા જુએ છે, તેઓ ખુદાની માયા અને ખુશી શોધતા ફરે છે." (૨૬-૧૨.) ખુદાનો દાખલો લઇ દાઇએ તેના પુજારીઓ ઉપર રહેમદીલથી ચાલવું જોઇએ અને વળી પેગમ્બર તથા ઇમામોનો દાખલો લઇ તેના માનનારા ઉપર માયા અને રહેમથી વર્તવું જોઇએ, પછી ભલે તેઓ નાફરમાન, પાપ કરનાર અને તેઓ (પેગમ્બર તથા ઇમામો)ને જુલમ આપનાર હોય. અગાડી તે કહે છે, 'જો ખુદાતઆલા માણસોને તેના કર્તવ્યથી પકડે તો આ દુન્યાની પીઠ ઉપર એક પણ સજીવન પ્રાણી હોત નહિ." (૧૪-૧૪.) તેજ પ્રમાણે ખુદા કહે છે; "માફી બક્ષ તથા સારા કામો કરી અને તારા મોહને જાહેલીયતથી ફેરવ." (૯-૧૪.)

દાઇ નમ્ર સ્વભાવના હોવા જોઇએ. તેને મુમેનીન ઉપર ફખર ખાવો જોઈએ નહિ. ખુદા કહે છે; "તે બીજું ઘર છે કે જેમાં અમો તેજ શખસને દાખલ કરીશું કે જેઓ દુન્યા ઉપર ઉંચાપણું માંગતા નથી અને જેઓ બખેડાને ફેલાવતા નથી. આખેરત તેનાજ માટે છે કે જેઓ ખુદાથી બીએ છે." (૨૦-૧૨.) ઇમામ જાફરસ્સાદીક (સ. અ.) કહે છે: "ઇલ્મના લોકો તરફ તું ઝાલીમ ન બન કે જેથી તેઓ તારા સારા કામોને ખરાબ કામો સાથે ખસેડી મુકે નહિ." પેગમ્બર (સ. અ.) કહે છે; "મગરૂરી ખુદાનો પોશાક છે. જો કોઈ પણ તેનો ભાગ લેવા ઇચ્છતો હોય તો ખુદા તેની પીઠને ભાંગી નાખશે. (તેને મારશે)"

તેમાં ભરૂસા લાયક અને ભરૂસાદાર હોવાના ગુણો હોવા જોઇએ કારણ કે તે ખુદાના ધર્મના, તેના ખજાનાના અને તેના માનનારાઓના આત્માના ટ્રસ્ટી છે.

દાઇ સંસારી હોવા જોઇએ તેમજ સારા સ્વભાવના હોવા જોઇએ. જેમ ખુદા કહે છે કે; "પરોપકારીપણાથી તમોને માણસો સાથે ચાલવું જોઇએ.' (૪-૧૪.) મોલાના જાફરૂસ્સાદીક (સ. અ.)

કહે છે કે; "માણસ સાથે તેના સ્વભાવ પ્રમાણે ચાલો અને તેઓને અપમાનથી બોલાવો નહિ." ફરી તે કહે છે કે; "માણસોથી અમોને પ્રેમમય બનાવ અને તેઓથી અમને ધિક્કારાવમા."

દાઇને આત્માની ખેતી ઉપરાંત તેનું જ્ઞાન સંપાદન કરવું જોઇએ કારણ કે તે (જ્ઞાન)ની વગર આત્માની ખેતીની સુદ્રઢતા રહેતી નથી. તે ઇચ્છવા યોગ્ય નથી કે તેને ગ્રહણ ન કરનાર દાઇને માનવી કે જ્ઞાનથી કોઇ પણ જાતનો ફાયદો થાય.

જો બને તો દાઇને દેશોની મુલાકાત વાસ્તે મુસાફરી કરવી જોઇએ, તેના રહેવાસીઓના સ્વભાવ સાથે માહીતગાર થવું જોઇએ અને તેઓ કઇ જાતની કેળવણી લીધેલી છે તે જાણવું જોઇએ કે જેથી તે તેઓ માટે અનુમાન કરી અને એવા માણસને પસંદ કરી શકે કે જે માણસ તેઓની તકરારોને બરાબર સમજી શકતો હોય.

દાઇને છુપા ભેદોને ગુપ્ત રાખવા જોઇએ કારણ કે દાવતનો પાયો ગુપ્ત ભેદોને છુપા રાખવામાજ છે યાને દીનના ગુપ્ત ભેદો તેઓને બતાવવા જોઇએ નહિ કે જેઓ લાયક હોય નહિ. જ્યારે તે ગુપ્ત ભેદોને બતાવે છે ત્યારે તે તેના ધર્મ (દીન)ને ખોય છે. કોઇક વખત દીનના ગુપ્ત ભેદોનુ બતાવવુ મુમેનીનો ઉપર આફત લાવે છે અને આખા પ્રાંતને બગાડવાનુ કારણ થઇ પડે છે.

દાઇને મુમેનીનો સાથે માયાળુથી અને રહેમ દીલથી વર્તવુ જોઇએ. તેને કીનાખોર થવું જોઇએ નહિ. વેર લેવાને, નુકશાન પહોંચાડવાને, કરાર કરવાને કે લડાઈ કરાવવાની ખાતર કોઇને ફસાવવા નહિ કારણ કે મુમેનીનો ટુંક જ્ઞાન ધરાવતા હોય છે અને તેઓ ભુલને પાત્ર છે. જો કોઇ મુમેનીન પોતાના પસ્તાવા ઉપર હોય તો તેઓને ક્ષમા આપે કે જેથી તેઓ નિરાધાર થઇ જાય નહિ. ખુદા કહે છે, "ઓ મારા ખાદીમો! જેઓ કઇ પણ પાપ કરે તો મારી રહેમતથી નાઉમેદ થશો નહિ, હુ તમારા બધા પાપો બક્ષી આપીશ." (૨૪-૩) અને ખુદા મહમદ (સ. અ.)ને કહે છે "દયા સાથે ક્ષમા ગ્રહણ કર અને જાહેલોથી એક બાજુ ખસી જા." (૯-૧૪) અને ખુદા કહે છે "તમારા હાથોને તેના માટે નીચા કરો કે જેઓ (મુમેનીનો) તમારે પગલે ચાલે" (૧૪-૬.)

દાઇમા તમાઅ (લોભ) હોવા જોઇએ નહિ, કારણ કે તમાઅ (લોભ) કુલ મુસીબતોનુ મુળ છે. મોલાના અમીરૂલ મુમીન (સ. અ.)થી કહેવામા આવે કે તેને પુછવામા આવ્યુ કે "દીન શુ છે?" તેના જવાબમા કહ્યું કે; "તે પરહેઝગારીમાં કાયમ રહેવુ છે." ફરી તેને પુછવામાં આવ્યું; "તેની પાયમાલીનુ કારણ શુ છે?" તેને કહ્યુ, "તે લોભ (તમાઅ) છે." લોભ દાઇને દીનના કામોમાં લાચ લેવા તરફ દોરી લઇ જાય છે. પહેલીજ વખતે આ ભુલ કરવામાં તે મીશાકનું ખંડન કરે છે કે જે મીશાક તેની પાસેથી વખતના ઇમામ તરફ લેવોમાં આવ્યો હતો. તેમાં તેને સોગંદ ખાધા હતા કે તે વખતના ઇમામને દીનના કામોમા પૈસાની લાલચમાં ફસાય નીમકહરામી નહિ કરે. જો તે લાલચ ખાઇ કામ કરે તો ખરેખર કપટી છે; અને જો કસમને તોડે તો ખરેખર ધર્મની બહાર જાય છે અને દાવત ચલાવવાની જગ્યામાંથી બરતરફ થાય છે. તેમ છતાં જો તે બીજા પાસેથી મીશાક લે અથવા તે છુપા

ઇલમને શીખવે તો ખરેખર તે કામ ઝીના (છીનાળુ) કરવા બરાબર છે. તેમા તે કંઇ પણ સારૂ જોશે નહિ કારણ કે તે ખુદાના રસ્તા (શેરાતુલ મુસ્તકીમ) ઉપર હોતો નથી અને તે નીચે ફેંકાએલો છે અને સઘળા ગુણોથી પદભ્રષ્ટ થએલો છે.

દાઇ દુન્યાવી રીયાસત (સરદારી)ની મોહબ્બત કરનાર હોવો જોઇએ નહિ કારણ કે તેમ કરવું અથવા ચોખ્ખા ઇરાદાથી રીયાસત માટે જોવુ તેને જુઠાપણા તરફ દોરવે છે અથવા રીયાસત મેળવ્યા પછી તેને બીક માટે જુઠુ બોલવુ પડે છે કે જેથી રીયાસત ઉપરથી તે પદભ્રષ્ટ થાય નહિ. જે માણસને તે રીયાસત માટે કામીલ જાણશે તે માણસને ગાળ આપવાને તે ફરજ પાડશે. તે માણસ તેનો મિત્ર હોવાથી તે તેને પહોચી શકે નહિ અને તેને આપમતલબ જોવાને માટે તેના બધા સાથીઓને જુઠુ બોલાવવાની ફરજ પાડશે અને તેના તેઓ ગુણને અનુવાદ કરશે. જુઠાપણુ બધા ઠપકાઓનુ મુળ છે જુઠુ બોલવાનો નતીજો છુપુ અપમાન છે અને છુપુ અપમાન દુશ્મનાઇ, દ્વેષ, જુદાઇ અને જગડાઓ ઉત્પન્ન કરે છે અને આ કારણના લીધે માણસ દીન અને મીશાકની બાહેર ચાલ્યો જાય છે.

દાઈ અતી લોભાષ્ટ અને દુરાચારી હોવો જોઇએ નહિ. અતી લોભ અને દુરાચારી મનને લાલચ તરફજ લઇ જાય છે. આમ કરવાથી તે આત્માની કેળવણીના ભાગથી ગફલતમા રહે છે. અતી લોભ અને દુરાચારીનો નતીજો કંજુસાઈ છે. પૈસા માટે પ્યાર ઉત્પન્ન કરે છે અને લોભ વધુ થાય છે. લોભ બઇમાની શીખવે છે અને છેવટે નાલાયક બની ધર્મ અને મીશાકને તે ચાહશે નહિ ઉપરાત તેને તે વધુ ઠપકો આપશે.

દાઇને માણસોના સ્વભાવથી જાણકર થવુ જોઇએ. જ્યારે તે તેઓથી મુલાકાત લે તેઓથી વાત કરે ત્યારે તેને જોવું જોઇએ કે તે દીન માટે લાયક છે કે નહિ, અથવા તે જ્ઞાન સપાદન કરવાને લાયક છે કે નહિ? તે પછી તે (દાઇ)એ તેને સારામા સારો બનાવવો જોઇએ. તે (માણસ)ના ગુણોની તપાસ કરવી જોઇએ કે જેથી તેની સ્થિતી તેની સનમુખ ચોખ્ખી થાય

દાઇને દરેક દેશમાં એક ધર્મ ઉપદેશકને મોકલવો જોઇએ કે જે માણસ તે દેશની બોલી જાણતો હોય. જેમકે ખુદા કહે છે કે, "અમોએ કોઇ પણ રસુલને નથી મોકલ્યો, મગર તે લોકોની (જેની તરફ તેને મોકલવામા આવ્યો હોય તેની) ભાષાને જાણતો હોય કે જેથી તેઓને તેઓની ભાષામાં હક વાતને પુરેપુરી રીતે વર્ણવી શકે" (૧૩—૧૩) આજ કારણ માટે ખુદાએ દરેક પેગમ્બરને મોઅજીઝો આપ્યો છે કે જેથી તેના માનનારાઓ જ્ઞાન અને વકતાપણાનો દાવો કરે. આવી રીતે ઈબ્રાહીમ (સ. અ.)ના માનનારાઓ આગની પુજા કરે છે, તેનો મોઅજીઝો આગને ઠંડી કરવાનો હતો. મુસા (અ. સ.)ના માનનારાઓ જાદુ માટે દાવો કરે છે; તેનો મોઅજીઝો લાકડી (અસા) હતી. ઇસા (અ. સ.)ના માનનારાઓ દવા માટે દાવો કરે છે; તેનો મોઅજીઝો જન્મથી આંધળાને દેખતા અને કુષ્ટ રોગીને સાજા કરવાનો હતો, કે જે તેઓ કરવાને અશક્ત હતા. તેવીજ

રીતે આરબો વક્તાપણાની અને બહાદુરીની ડંફાસો મારતા; તેથી પેગમ્બર (અ. સ.)નો માઅજીઝો કુરઆન (વક્તાપણાથી ભરેલું) અને તેના વસી (વજીર)ની તલવાર હતી કે જેથી ખુદાએ તેઓ (આરબો)ને ચુપકીદા કીધા, ઉતારી પાડયા અને તેઓને તે (તલવાર)થી હરાવ્યા.

દાઇએ જ્ઞાની માણસોના હોદ્દા તથા દરજ્જાને પીછાણવા જોઇએ. તેઓને ઉંચે ચઢાવા જોઇએ અને તેઓની ગરીબી તથા જુજ ઠાઠમાઠ તરફ જોવું જોઇએ નહિ, કારણ કે જ્ઞાની માણસોના મન મોટા અને અભીમાની હોય છે. તેઓ દીનતાને સહન કરી શકતા નથી. જ્ઞાની માણસ માટે અપમાન મુશ્કેલી છે. તીક્ષ્ણ ઘાથી (તેઓના હૃદયમા) ગુપ્ત ફોજને ઉભી કરવા તરફ તે પ્રેરે છે. તેઓ કઇ ખરાબ બોલીમાં અપમાન સમજે છે અથવા કઇ ભુલી ગએલી વાતોમાંથી તેને પકડી પાડે છે અને છેવટે તેનું અપમાન કરે છે. આજ કારણના લીધે દીનનું માન જ્ઞાની માણસોના માનમા રહેલું છે. જે જ્ઞાની માણસોને માન આપે છે તે દીનને માન આપે છે અને જે જ્ઞાની માણસોનો નાશ કરે છે તે ખરેખર પોતાનોજ નાશ કરે છે. જ્યારે જ્ઞાની માણસોના માનને જોશે ત્યારે તેઓ જ્ઞાનની તરફ દોરવાશે અને જ્ઞાન સંપાદન કરશે. આવીરીતે જ્ઞાનનું માન એટલું બધુ થશે કે મહાન ખુદા તેને ઉંચે દરજજે ચઢાવશે.

દાઇએ મુમેનીનોને રીતભાત શીખડાવવી જોઇએ કે જેથી તેઓ વખતનાં ટાંકણે અમીરૂલ મુમેનીન ઉપર બોજા મીશલના થાય નહિ વધારે તે સંકટમાં હોય અને જ્યારે જરૂરના વખતે તેની મારફત તેઓની મદદ માગે ત્યારે તેઓને બાગવટીઆઓની મીસલ ઇમામની મીલકતોનો વિચાર કરવા જોઇએ નહિ અને વધુ માગવું જોઇએ નહિ. જો વખત તેઓની મુરાદને બર લાવી ન શકે તો તેઓને તે માટે અંતઃકરણમાં શક લાવવો જોઇએ નહિ. ખુદા કહે છે કે; "જો તેઓને તેમાથી આપે છે તો તેઓ ખુશી થાય છે અને જો તેઓને તેમાથી આપતા નથી તો તેઓ નાખુશ થાય છે." (૧૦-૧૩.)

દાઇને ઇમામના કામો (કે જે કરવા કે ન કરવાના છે) તેને માનવા માટે લોકોને સમજાવવા જોઇએ. તેને તેઓના (ઇમામના) કામની અવગણના કરે નહિ એવા બનાવવા જોઇએ, કારણ કે તેઓ જાણે છે કે ઇમામ તેઓના વખતના તત્વજ્ઞાની છે. તો તેઓને જાણવું જોઇએ કે જે ઇમામ કરે છે તે ડહાપણથીજ કરે છે; જો કે તેના કારણને તેઓ જાણતા નથી.

દાઇએ લોકોને એવા લલચાવવા જોઇએ કે જેથી કોઇ પણ ઠેકાણે ઇમામની તરફ દુન્યાવી કે દીની બાબતમાં અનીયમીતતા જુએ તો તેઓ તેનો અટકાવ કરે અને એવું ગંભીર હોય કે તેમ તે કરી શકતો ન હોય તો ઇમામને ખબર કરે; કારણ કે કેટલીક વખત નજીવી અનીયમીતતા એવા દરજ્જાએ પોંહચે છે કે તેને ફરી શાન્તાપર લાવવા ઘણીજ મુશ્કેલી થઇ પડે છે. પેગમ્બર કહે છે; "ધર્મ કંઇ પણ નથી મગર ભલું ઇચ્છવું છે." ખુદા કહે છે કે; "જો તેઓની પાસે (ખુદાની રાહમાં) ખર્ચવાને કંઇ પણ ન હોય તો તેમા તે ગુન્હેગાર નથી, પણ જો તેઓ ખુદા અને રસુલનું ભલું ઇચ્છનારા હોય છે; તો ખુદા (તેઓને) માફી બક્ષે અને દયા ખાશે."

## (૩) કુટુંબી અને જાતી ગુણો.

દાઈ મહાન ચતુર હોવો જોઇએ, કારણ કે તે દીન અને દુન્યાના મોટા કામોના જોખમદાર છે. ખુદા તેના ધર્મના ઇમામ માટે, દાઇઓ અને હુજ્જતોથી જમીનની ફતેહ બક્ષે છે.

દાઇને ઇમામ કેવી રીતે જીંદગી ગુજારે છે? તેને જાણવું જોઇએ અને દાવતના કારોબાર સાથે માહીતગાર હોવો જોઇએ કે જેથી તે તેઓના રીત રીવાજોને મજબુતરીતે પાળી શકે.

દાઇએ સત્ય બોલવું જોઇએ. જો દાઈ સત્ય બોલનારો નહિ હોય તો માણુસો તેના શબ્દોને સાચા માનશે નહિ. હવે કહો કે કેવી રીતે તેઓ તેના બોલને કબુલ કરે? અને કેમ તેઓ તેમાં ભરૂસો મુકી શકે? ખુદા કહે છે કે, "ખુદાથી બી અને સત્ય માણુસો સાથે રહે અને (તેઓ ઇમામ સ. અ. છે.)" (૧૧-૪)

દાઇ ખાનદાની કુટુંબનો હોવો જોઇએ, કારણ કે માણુસોની આંખમાં ખાનદાની વંશનું માન હોય છે. જો દાઇ નીચ કુળનો હશે તો માણુસો તેની સામે બેસવાનો ઇનકાર કરશે અને તેઓ (તેનાથી) કેળવણીને નહિ લે. દાઇનો નીચ કુળ અને નીચ ધંધો હોવાથી માણુસો દાવતમાં દાખલ થતા અચકાશે. આ ઉપરથી સાફ દેખીતું છે કે સંસારીક સત્તામાં પણ ખાનદાની કુટુંબ વધુ પસંદ કરવા લાયક છે. માણુસો ખાનદાની કુટુંબને મોટું માન આપે છે.

દાઇનું બોલવું મીઠું હોવું જોઇએ, તેની સમજાવવાની રીત અને ભાષા ચોખ્ખી હોવી જોઇએ કે જેથી માણુસોને તેના બોલો સાંભળવાનું મન થાય. તેનું ભાષણ એવું હોવું ન જોઇએ કે જેથી માણુસો તેનાથી કંટાળી જાય અને તેઓને નાપસંદ પડે. ખુદા કહે છે કે;"સારા વચનો ચોખ્ખા ઝાડની મીસલ છે." (૧૩-૧૬.) ફરી તે કહે છે; "ચોખ્ખા શબ્દો (ખુદા તરફ) ચઢે છે." (૨૨-૧૬.) પેગમ્બર કહે છે કે; "ખરેખર સારૂં ભાષણ એક જાદુ છે."

દાઇ સંતોષી અને માયાળુ હોવા જોઇએ, કારણ કે જુદા જુદા આચાર-વિચારના માણુસો જુદા જુદા મુદ્દાઓ અને સવાલો લઇ તેની પાસે આવે છે. જો તે કંટાળી જાય અને ગુસ્સે થાય તો માણુસો તેને ધિક્કારશે. ખુદા કહે છે; "જો તું (મહમદ) સખ્ત હૃદયનો થશે તો માણુસો તારાથી દુર ભાગશે." (૪ ૮.) ફરી ખુદા હુકમ આપે છે; "સંતોષી થા કારણ કે તારૂં સંતોષીપણું ખુદા માટે છે." (૧૦-૨.) તે ફરી કહે છે, "સંતોષ ધર, જેમ વિચારવંત પેગમ્બરો (આદમ, નુહ, ઇબ્રાહીમ, મુસા અને ઇસા)એ કર્યું." (૨૬-૪.) પેગમ્બરો, વસીયો અને ઇમામો સીવાય કોઇ પણ વધારે સંતોષી હતું નહિ. જો કે માણુસોની નાફરમાની અને તેઓનો હલકો સ્વભાવ હોવા છતાં તેઓ પાપીઓ તરફ રહેમ અને પ્યારની નજરે જોતાં; એટલા માટે કે તેઓ જહન્નમની આગથી છુટા થાય.

દાઇને કેળવણીની કીમત કરવી જોઇએ અને કેળવણી લીધેલા માણુસોને માન આપવું જોઇએ, કારણ કે તેથી માણુસો એ ઠરાવ ઉપર આવશે કે દાઇ પણ તે માણુસોમાના છે. જ્યારે તેઓ જોશે કે દાઇને તેઓ માને છે અને (આલીમ) જે કહે છે તે કરે છે ત્યારે તેઓ પણ તેનું કહ્યું માનશે.

દાઇનુ બેસવુ લગભગ જ્ઞાનીઓ સાથે હોવું જોઇએ, કારણ કે જો તે જ્ઞાની હશે તો તેનુ જ્ઞાન વધશે અને જો તે જ્ઞાની નહિ હોય તો તેઓ તેને જ્ઞાનથી ફાયદો પોહચાવશે. જો તે અજ્ઞાનતાથી કોઇમા ભુલ કરશે તો તેના દુશ્મનોને પહોચવા અગાઉ તેઓ તેને રાહે રાસ્ત ઉપર લાવશે અને તેઓ તેને ઠપકો આપશે અને દુશ્મન સામે તો તેઓ બચાવશે. જ્યારે તે જ્ઞાની માણુસો સાથે બેસ ત્યારે તેને પોતાને કહી સભળાવવુ અને સવાલો કરવા જોઇએ કે જેથી તે તેની ઉપર વિચાર ચલાવવા તેઓ જરૂરી જાણે તેનાં અર્થને સમજાવવામા અને વિચારવામા અને જ્ઞાન આપવામા તેનાથી બનતો પ્રયત્ન કરવા જોઇએ. ખુદા કહે છે કે, "ખુદા તેઓને ચઢાવે છે કે જેઓ તમારામાથી તેને માને છે અને જેઓને દરજ્જા પ્રમાણે જ્ઞાન આપવામા આવલું છે" (૫૮-૧) અને આ ઉચ્ચ પદ્ધતી ધરાવનાર ધર્મગુરૂ વર્ગ (મુકાસીરથી બાબ સુધી)ને લાગુ પડ છે કારણ કે તેઓમાના દરેક તેઓના દાઇ (શીક્ષક) છે કે જે તેઓને શીખડાવે છે અને તેઓથી કામ લે છે. ફરી ખુદા કહે છે, 'ખુદાના બાંદાઓ વચ્ચે ફકત જ્ઞાની માણુસો તેઓને બીવરાવે છે" (૨૨-૧૬.)

દાઇને દીનના લોગોમાથી ઝાહેદો (દુન્યામા થોડી હુશ કરનારા) અને ઇબાદત કર-નારાઓને કરામત આપે અને તેમને પોતાના નજદીક કરે કે જેથી માણુસો ઝાહદ, ઇબાદત અને ઇલમનો શોખ કરે.

દાઇને તુફાની માણુસોને નસીહત આપી અને તેઓને ગહાન આપી દુર રાખવા જોઇએ. તેને તેઓની સાથે બેસવુ જોઇએ નહિ તથા તેઓની સાથે કોઇ પણ જાતની મીત્રાચારી હોવી જોઇએ નહિ, કારણ કે જેઓ કોમને ચાહે છે તે તેઓમાથી નહિ હોય એમ ધારે છે. માણુસ તેના મીત્ર મડળથી ઓળખાય છે ખુદા કહે છે 'અને જો માણુસ મહા દયાળુની યાદગીરીથી મોહને ફેરવે છે તેના માટે અમે શેતાન તૈયાર કરીએ છીએ અને તે તેનો મીત્ર થાશે" (૨૫-૧૦) અને તુફાની માણુસોને જુદા રાખવાથી અને તેઓને ઠપકા આપવાથી, માણુસો તુફાન કરવાના કાર્યથી દુર રહેશે.

દાઇ માનનારાઓ ઉપર જાુદીરીતે તોહમત મુકે નહિ અને તેઓમા ખોટી શંકા રાખવી જોઇએ નહિ. માણુસોમા ખોટી શકા રાખવી અને અવિશ્વાસુ કરવા તે નીચ માણુસનુ કામ છે અને નીચવૃતીના માણુસો આજ ઉપર ટકેલા હોય છે આ ધર્મ અને શ્રેષ્ટતાથી જુદા પાડવાનુ કારણ છે

દાઇને વધારે મશ્કરી કરવી જોઇએ નહિ, કારણ કે તે હોદ્ધાને નાબુદ કરે છે તથા ધાક દેખાડે છે અને હૃદયમા દ્વેષ અને દુશ્મનાઇ કરાવે છે એમ કહેવામા આવે છે કે

મશ્કરી એ તુફાનનું મુળ છે. જો તે એવા માણસથી કરવામાં આવે કે જે માણસ તેના નીચે હોય તો તે તેને ઉધ્ધત બનાવવાને ઉત્તેજન આપે છે, ધાકને દુર કરે અને તે પછી તેનું છેવટ દુશ્મનીમા આવે છે અને જો તે એવા માણસથી કરવામાં આવે કે જે તેનાથી ચઢીયાતો હોય તો તે તેનો બદલો લેવાને તેના સામે થાય છે અને તેઓ વચ્ચે અદાવત ચાલુ થાય છે.

દાઇએ દરેક પ્રાંતના તેના રહેવાસીઓના ધર્મથી, તેઓની ઇલ્મીક લાયકાથી અને તેઓના રીત રીવાજોથી અને તેઓની વલણુથી જાણીતો હોવો જોઇએ, જેથી તે તેઓની સાથે વાતચીત કરી શકે અને તેઓ તેની જ્ઞાનની વાતોને સંપાદન કરી શકે.

દાઇએ મલીન ભાષણુ બોલવુ જોઇએ નહિ તથા બેવકુફીભરેલું બોલવું જોઇએ નહિ કારણુ કે તે જુઠુ બોહતાન અને પાપ છે. તેમ કરવામા દરજ્જો અને બીક જતી રહે છે અને તેના હોદ્દો ઉતરી પડે છે. એમ કહેવામા આવે છે કે જે કોઇ અમીર આવી નાલેશી ભરી વાતો કરે છે અને મલીન વિચારો ધરાવે છે ત્યારે તેમાં થોડા ડહાપણુ અને જ્ઞાનનું કારણુ થઇ પડે છે.

જે તેની પાસે ધર્મ બદલવા આવ્યા હોય તેના અવગુણુથી દાઇ માહીતગાર હોવો જોઇએ. જે કઇ પણુ ખરાબી તેના માટે જુએ તો ધર્મ બદલનારને ધર્મમા લેવો જોઇએ નહિ (યાને તેને પોતાના ધર્મમા દાખલ કરવો જોઇએ નહિ) તે દાઇમા આપ અખત્યારની સત્તાની ટુક સમજનું કારણુ હોય છે કે જેથી કોમમાં શતરૂતા ઉભી થાય છે.

દાઇને અહંકારી થવું જોઇએ નહિ તથા આપ વખાણુ કરવા માટે લોકો ભેગા કરવા જોઇએ નહિ. કુરઆનમા ખુદા તઆલા ફરમાવે છે કે; 'લુકમાને તેના દીકરાને કહ્યું, દુન્યાની પીઠ ઉપર મગરૂરીથી ચાલ નહિ. ખુદા પતરાજીખોર અને અહંકારી માણસને પસંદ કરતો નથી." (૨૧-૨.)

દાઇ પવિત્ર હોવા જોઇએ અને બદીથી દુર રહેતા હોવા જોઇએ તેની ચાકરી પોતાની સ્ત્રી અથવા લોંડી અને ઝાતી મોરહમથી થવી જોઇએ (યાને જેઓથી લગ્ન કરવુ લાજમ છે.)

દાઇને તેની નોકરીમાં યુવાન પણુ કંગાલ માણસને લેવો જોઇએ નહિ (જુઠી શંકાનું કારણુ હોય છે.) કારણુ કે પેગમ્બર (સ. અ.) કહે છે કે; "જુઠા બદીની જગ્યાઓથી ચેતતા રહો!" વળી તે કહે છે કે; "જે કોઇ ખાઇની નઝદીક જાય છે તો તેને ખાઇની અંદર પડી જવાનો સંભવ રહે છે" અને જ્યારે માણુસ જુઠી શંકાનું કારણુભુત હોય છે, કે જે તે (દાઇની) નોકરીમાં હોય છે, તો જરૂર લોકો તેના વિષે બોલશે, ત્યારે દાવતના કામો અને તેનો દરજ્જો મુશ્કેલીમા આવી પડશે.

માસ્ટર (ધણી)એ ચુગલીથી પોતાને બચાવવો જોઇએ.

દાઇએ તેના ઘરમાં પણ ઘણો વખત ઇલમની વાતોમાં પસાર કરવા જોઇએ તેના મિત્ર અને કુટુંબી ધર્મી અને જ્ઞાની હોવા જોઇએ. તેના ઘરમાં કુરઆનનો અભ્યાસ, વખતસર બંદગી અને હકને ચાહનાર તથા અસત્યને ધીકારનાર હોવા જોઇએ

દાઇની મજલીસ આબરૂદાર, મશ્કરીથી મુક્ત હોવી જોઇએ. નાલાયક વિષય અને નકામી વાતચીતથી દુર રહેવું, કારણ કે તે માહેલા માણસો દાઇના હોદ્દાને, માનને અને આબરૂને પીછાનનારાઓ છે અને તેઓ દીનના માનને જાળવનારા છે.

દાઇએ કોઇથી વધુ હસવું કે વધુ વાતો કરવી નહિ પણ ઇલ્મ અને જ્ઞાનમાં તેને પુરતી રીતે અને વીસ્તારીને સમજાવવું જોઇએ, કારણ કે તેથી તેનુ માન વધે છે. એમ કહેવાય છે કે જે વધુ બોલે છે તે વધુ ભુલો કરે છે.

દાઇએ અહંકારી (અભીમાની) થવુ જોઇએ નહિ, કારણ કે એ એવી ચીજ છે કે જેથી માણસ ભયભીત થાય છે અને નાસી જાય છે. નહિ તેને વિનમ્રી (નીરભીમાની) થવું જોઇએ. પેગમ્બર (સ. અ) કહે છે કે: "ત્યાં કોઇ પણ એવો માણસ નથી કે જે ખુદાની રાહમાં માયાળુ થયો હોય અને તેને ખુદાએ ન ચડાવ્યો હોય." ફરી પેગમ્બર કહે છે કે, "અહંકાર (અભીમાન) ખુદાનો પોશાક છે, જે કોઇ ખુદા સામે કોશીશ કરે છે તો તે (ખુદા) તેને તોડી પાડે છે." મહાન કૃપાળુ ખુદા કહે છે કે, "તે બીજું ઘર (દુન્યા) છે કે જેમા અમો વા શખસને લઇ જઇએ છીએ કે જે આ દુન્યા ઉપરની સત્તા માગતો નથી અને તુફાન મચાવતો નથી અને સારો નતીજો ફકત ખુદાની બીકમાંજ છે." (૨૦–૧૨.)

## (૪) કારભારીના ગુણો.

દાઇમાં હાકિમ અને ન્યાયી સાથે સારી ચાલચલગતની વર્તણુંકવાળો હોવો જોઇએ કારણ કે તેના માનનારાઓ ઉપર તે દીનનો હાકેમ છે.

તેમાં અવલોકન કરવાની ટેવ હોવી જોઇએ કારણ કે તે દીન અને તેના માનનારાઓ (મુમેનીનો)ના શાહેદ છે.

તેમા વૈદ્યના ગુણો હોવા જોઇએ કારણ કે તે આત્માના વૈદ્ય છે

તેને ખગોળશાસ્ત્રનું જ્ઞાન હોવું જોઇએ, કારણ કે તે દીનના ખગોળશાસ્ત્રી છે તે દીન (ધર્મ)ના જાણકર, ગણીતશાસ્ત્રમા કુશળ અને ડહાપણવાળા હોવા જોઇએ.

દાઇને લાયક ના થાય કે કોઇએ તેમની ખીદમત કીધી હોય તેનો હક અદા કરવા વાસ્તે તેને દાવતના વાલી બનાવે (તેના ઉપર નસ કરી દે) યા કોઇ ઝીમામ (જવાબદારી)નો હક અદા કરવા વાસ્તે અથવા દોસ્તી વાસ્તે અથવા સગપણ વાસ્તે અથવા સાથીપણા વાસ્તે અથવા શફાઅત વાસ્તે અથવા મહેરબાની વાસ્તે અથવા કોઇ ફાયદો લેવાની મતલબ વાસ્તે અથવા કોઇ તકલીફથી બચવા વાસ્તે યા શરમના વાસ્તે યા હશમત યા બીકના વાસ્તે કોઇને દાવતના વાલી કરે (ઉપરની કોઇ પણ બાબતના સબબ કોઇને વાલી ના કરવા જોઇએ)

કારણુ તે સઘળું દીનથી ખારીજ છે (એટલે દીન નથી) અને અદલ ઇનસાફથી અને ઇમાન દારીથી અને ખુદાં અને ખુદાના રસુલ વાસ્તે નસીહત (ખેરખ્વાહી)થી ખારીજ છે. (એટલે તેમાંની કોઇ ચીજ નથી) દીનમાં જે ફસાદો થયા તેમાંના ઘણાઓ (ઉપર દર્શાવેલા છેલ્લા) સબબના લીધે થયા છે. એમ કહેવાય છે કે રૂમના પાદશાહ કયસરયે ઇરાનના પાદશાહ નોશેરવાનને લખ્યું કે તમારા રાજમાં જરા પણ ખલલ નજર આવતું નથી અને બધે મજબુતી છે તેનુ શુ કારણુ? તેણે કહ્યું કે હું ફીફાયતથી આપુછું તકલીફથી નહિ, ગુનાહ પર સજા કરૂંછુ ગુસ્સે થઇને નહિ, હકદારને આપુછુ દોસ્તી વાસ્તે નહિ અને વાએદને કે ધમકીના ખીલાફ ઝકરતો નથી (એટલે વાએદો પુરો કરૂંછુ અને ખાલી ધમકી આપતો નથી)" આ વાકયોમા દીન અને દુન્યા બેઉના બ દોબસ્તના કાનુનો આવી જાય છે અને જો કે તે ઓલીઆ અલ્લાહોના વકતમા તેમની પાસેથી લીધેલા છે, તો પણ તે તેના મોઝેમા સારા છે.

દાઇને જોઇએ કે તે હાજીબ (દીવાન સેકરેટરી) અકલમ દ હોવા જોઇએ અને મીઠા બોલા અને હસમુખા (ખુશ મિજાઝ) હોવા જોઇએ. ચોખ્ખા (બદીથી પાક અને સંતોષી હોવા જોઇએ.

દાઇ શાન્ત વિચારના અને સારી નીતી રીતીના હોવા જોઇએ, કારણુ કે સારી રાજ્ય નીતીથી દાવતના કામોને સપુર્ણુરીતે બજાની લાવી શકાય છે. જો તેમા ખરાબ રાજ્ય નીતી હશે અને તે દાવતના કામમા ભુલો કરશે તો તે દાવતને ભ્રષ્ટ કરશે અને મુમેનીનો પાયમાલ થઇ જાશે અને ફરી તેને શાન્તીમા લાવવાનુ બહુ મુશ્કેલ થઇ પડશે એમ કહેવાય છે કે ચાર ચીજ ચાર ચીજો તરફ મનસુલ છે. ડહાપણુ તે રાજ્યમા, વિચાર તે રાજ્ય કારભારમા, જ્ઞાન તે જાહેરમા અને શાન્તતા તે મનમા છે.

દાઇ રાજ્ય કારભારી હોવા જોઇએ કારણુ કે રાજયનુ મુળ રાજ્ય કારભારી છે. જે સંસારીક અને ધાર્મીક જ જાળોનો રાજ્ય કારોબાર ચલાવી શકતો નથી તે સપુર્ણું હાકેમ નથી. એમ કહેવાય છે કે જે રીયાસતને માગે છે તો તેને રાજ્ય કારોબાર ચલાવવાની અડચણોને સહન કરવી જોઇએ અને દાઇ ધાર્મીક બાબતોથી માણુસો ઉપર રાજ્ય ચલાવે છે તો તેને સપુર્ણું કેળવણી લેવી જોઇએ કે જેથી તેની દાવત સપુર્ણુંતાએ પહોચે.



# પુરવણી "૮" હિજરી સનનું જાણુક તવારીખ્યુ. (જુઓ કાયદો પછવાડે.)

| નોટ:—જે નંબર ઉપર આવી ° નીશાની હોય તે નંબરના વરસનો જીલહજનો મહીનો ૩૦ દીવસનો યાને કબીસો વરસ ગણવું. | મોહરમ ૩૦ | સફર ૨૯ | ર. અવલ ૩૦ | ર. આખર ૨૯ | જ. અવલ ૩૦ | જ. આખર ૨૯ | રજબ ૩૦ | શાબાન ૨૯ | રમઝાન ૩૦ | સવાલ ૨૯ | જીલકાદ ૩૦ | જીલહજ ૨૯–૩૦ |
|---|---|---|---|---|---|---|---|---|---|---|---|---|
| ૫° ૩૭ ૬૯ ૯૮° ૧૨૨ ૧૫૪ ૧૮૩ ૨૦૨<br>૧૩° ૪૫ ૭૭ ૧૦૧ ૧૩૦ ૧૬૨ ૧૮૬ ૨૦૭<br>૨૧ ૫૩ ૮૫ ૧૦૬° ૧૩૮ ૧૭૦ ૧૯૪ ૨૧૦<br>૨૯ ૬૧ ૯૩ ૧૧૪° ૧૪૬ ૧૭૮ ૧૯૯ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ | ૨ | ૩ | ૫ | ૬ | ૧ | ૨ | ૪ |
| ૨° ૩૪ ૬૬ ૮૭ ૧૧૧° ૧૪૩ ૧૭૫ ૨૦૮<br>૧૦ ૪૨ ૭૪ ૯૫ ૧૧૯° ૧૫૧° ૧૮૩<br>૧૮ ૫૦ ૭૯ ૯૦ ૧૨૭° ૧૫૯ ૧૯૦<br>૨૬ ૫૮° ૮૨ ૧૦૩° ૧૩૫° ૧૬૭ ૧૯૬ | ૨ | ૪ | ૫ | ૭ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ | ૨ | ૩ | ૫ |
| ૭ ૩૯ ૬૮° ૯૨ ૧૨૪ ૧૫૬ ૧૭૭° ૨૦૧<br>૧૫ ૪૭ ૭૧ ૧૦૦° ૧૩૨ ૧૬૪ ૧૮૦ ૨૦૯<br>૨૩ ૫૫ ૭૬ ૧૦૮ ૧૪૦ ૧૬૯ ૧૮૫<br>૩૧° ૬૩ ૮૪ ૧૧૬ ૧૪૮ ૧૭૦ ૧૯૩ | ૩ | ૫ | ૬ | ૧ | ૨ | ૪ | ૫ | ૭ | ૧ | ૩ | ૪ | ૬ |
| ૪ ૩૬ ૫૭° ૮૯ ૧૨૧ ૧૫૩ ૧૭૪ ૨૦૬<br>૧૨ ૪૪ ૬૫ ૯૭ ૧૨૯ ૧૫૮° ૧૮૨ ૬૦<br>૨૦ ૪૯° ૭૩ ૧૦૫ ૧૩૭ ૧૬૧ ૧૯૦<br>૨૮ ૫૨° ૮૧ ૧૧૩ ૧૪૫ ૧૬૬ ૧૯૮ | ૪ | ૬ | ૭ | ૨ | ૩ | ૫ | ૬ | ૧ | ૨ | ૪ | ૫ | ૭ |
| ૧ ૩૩ ૫૪ ૮૬ ૧૧૮ ૧૪૦ ૧૬૩ ૧૯૫<br>૯ ૩૮ ૬૨° ૯૪ ૧૨૬ ૧૪૭ ૧૭૧ ૨૦૩<br>૧૭ ૪૧ ૭૦ ૧૦૨ ૧૩૪ ૧૫૦ ૧૭૯<br>૨૫ ૪૬° ૭૮° ૧૧૦ ૧૩૯° ૧૫૫ ૧૮૭ | ૫ | ૭ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ | ૨ | ૩ | ૫ | ૬ | ૧ |
| ૬ ૨૭° ૫૧ ૮૩ ૧૧૫ ૧૩૬ ૧૬૮ ૧૯૧<br>૧૪° ૩૦ ૫૯° ૯૧ ૧૨૩ ૧૪૪ ૧૭૬ ૨૦૦<br>૧૯° ૩૫° ૬૭ ૯૯ ૧૨૮ ૧૫૨ ૧૮૪ ૨૦[illegible]<br>૨૨ ૪૩ ૭૫ ૧૦૭ ૧૩૧ ૧૬૦ ૧૮૮ | ૬ | ૧ | ૨ | ૪ | ૫ | ૭ | ૧ | ૩ | ૪ | ૬ | ૭ | ૨ |
| ૩ ૨૪ ૫૬ ૮૮ ૧૧૨° ૧૩૩ ૧૬૫ ૧૯૭<br>૮° ૩૨° ૬૪ ૯૬ ૧૧૭ ૧૪૧° ૧૭૩ ૨૦૫<br>૧૧ ૪૦ ૭૨ ૧૦૪° ૧૨૦ ૧૪૯° ૧૮૧<br>૧૬ ૪૮ ૮૦ ૧૦૯ ૧૨૫ ૧૫૭ ૧૮૯ | ૭ | ૨ | ૩ | ૫ | ૬ | ૧ | ૨ | ૪ | ૫ | ૭ | ૧ | ૩ |

# અઠવાડીક કોઠાઓ.

| અઠવાડીક કોઠો નાં. ૧ | | | | | |
|---|---|---|---|---|---|
| રવી | ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨૯ |
| સોમ | ૨ | ૯ | ૧૬ | ૨૩ | ૩૦ |
| મંગળ | ૩ | ૧૦ | ૧૭ | ૨૪ | |
| બુધ | ૪ | ૧૧ | ૧૮ | ૨૫ | |
| ગુરૂ | ૫ | ૧૨ | ૧૯ | ૨૬ | |
| શુક્રર | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ | |
| શની | ૭ | ૧૪ | ૨૧ | ૨૮ | |

| અઠવાડીક કોઠો નાં. ૨ | | | | | |
|---|---|---|---|---|---|
| રવી | | ૭ | ૧૪ | ૨૧ | ૨૮ |
| સોમ | ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨૯ |
| મંગળ | ૨ | ૯ | ૧૬ | ૨૩ | ૩૦ |
| બુધ | ૩ | ૧૦ | ૧૭ | ૨૪ | |
| ગુરૂ | ૪ | ૧૧ | ૧૮ | ૨૫ | |
| શુક્રર | ૫ | ૧૨ | ૧૯ | ૨૬ | |
| શની | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ | |

| અઠવાડીક કોઠો નાં ૩ | | | | | |
|---|---|---|---|---|---|
| રવી | | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ |
| સોમ | | ૭ | ૧૪ | ૨૧ | ૨૮ |
| મંગળ | ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨૯ |
| બુધ | ૨ | ૯ | ૧૬ | ૨૩ | ૩૦ |
| ગુરૂ | ૩ | ૧૦ | ૧૭ | ૨૪ | |
| શુક્રર | ૪ | ૧૧ | ૧૮ | ૨૫ | |
| શની | ૫ | ૧૨ | ૧૯ | ૨૬ | |

| અઠવાડીક કોઠો નાં. ૪ | | | | | |
|---|---|---|---|---|---|
| રવી | | ૫ | ૧૨ | ૧૯ | ૨૬ |
| સોમ | | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ |
| મંગળ | | ૭ | ૧૪ | ૨૧ | ૨૮ |
| બુધ | ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨૯ |
| ગુરૂ | ૨ | ૯ | ૧૬ | ૨૩ | ૩૦ |
| શુક્રર | ૩ | ૧૦ | ૧૭ | ૨૪ | |
| શની | ૪ | ૧૧ | ૧૮ | ૨૫ | |

| અઠવાડીક કોઠો નાં. ૫ | | | | | |
|---|---|---|---|---|---|
| રવી | | ૪ | ૧૧ | ૧૮ | ૨૫ |
| સોમ | | ૫ | ૧૨ | ૧૯ | ૨૬ |
| મંગળ | | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ |
| બુધ | | ૭ | ૧૪ | ૨૧ | ૨૮ |
| ગુરૂ | ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨૯ |
| શુક્રર | ૨ | ૯ | ૧૬ | ૨૩ | ૩૦ |
| શની | ૩ | ૧૦ | ૧૭ | ૨૪ | |

| અઠવાડીક કોઠો નાં. ૬ | | | | | |
|---|---|---|---|---|---|
| રવી | | ૩ | ૧૦ | ૧૭ | ૨૪ |
| સોમ | | ૪ | ૧૧ | ૧૮ | ૨૫ |
| મંગળ | | ૫ | ૧૨ | ૧૯ | ૨૬ |
| બુધ | | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ |
| ગુરૂ | | ૭ | ૧૪ | ૨૧ | ૨૮ |
| શુક્રર | ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨૯ |
| શની | ૨ | ૯ | ૧૬ | ૨૩ | ૩૦ |

કાયદો:—જે વરસના મહીનાની તારીખ અને વાર જાણુવો હોય તે વરસ લ્યો અને તેને ૨૧૦થી ભાગો જે શેષમાં બચે તે નંબરની લીટીમાંથી મહિના

| અઠવાડીક કોઠો નાં. ૭ | | | | | |
|---|---|---|---|---|---|
| રવી | ૩૦ | ૨ | ૯ | ૧૬ | ૨૩ |
| સોમ | | ૩ | ૧૦ | ૧૭ | ૨૪ |
| મંગળ | | ૪ | ૧૧ | ૧૮ | ૨૫ |
| બુધ | | ૫ | ૧૨ | ૧૯ | ૨૬ |
| ગુરૂ | | ૬ | ૧૩ | ૨૦ | ૨૭ |
| શુક્રર | | ૭ | ૧૪ | ૨૧ | ૨૮ |
| શની | ૧ | ૮ | ૧૫ | ૨૨ | ૨૯ |

નીચેનો નંબર લ્યો અને તે નંબરના અઠવાડીક કોઠામાં જુઓ. તો તમોએ માંગેલા વરસના મહીનાની તારીખ અને વાર મળી જશે.

# શુધ્ધિ પત્રક.



| પાનું. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૨૦ | અલી અઝમાહીર | અલી અઝઝાહીર |
| ૩ | ૨૦ | (હી. સ. ૪૧૧–૪૧૭.) | (હી. સ. ૪૧૧–૪૨૭.) |
| ૪ | ૪ | ત્રણુ ત્રણુ | ત્રણુ |
| ૧૦ | ૧૭ | કોઇ પણુ ચીજ...... | રાજ્યથી કોઇ પણુ ચીજ...... |
| ૨૧ | ૧ | મંટળી | મંડળી |
| ૨૧ | ૩ | કસુમ | કસમ |
| ૨૧ | ૫ | મુલ્લારાજ બીન દાઉદ | મુલ્લારાજ બીન આદમ |
| ૩૬ | ૨૩ | ઇશ્વરજ્ઞાનની ટીપ | ઇશ્વરજ્ઞાનની કીતાબોની ટીપ |
| ૩૬ | ૨૪ | વિદ્યાર્થીથી......તે | વિદ્યાર્થી તરફથી......તેને |
| ૩૬ | ૨૫ | કીતાબોથી......શકશે | કીતાબોની સાથે......શકાશે |
| ૩૮ | ૩૩ | પુરવણી "G" | પુરવણી "૬" |
| ૪૩ | ૨૧ | તેનો આમીલોની વર્ગોમાં ગેરકાયદેસરની ટેવો દેખાય છે. | તેના આમીલ વર્ગમાં અયોગ્યતા દેખાય છે. |
| ૪૩ | ૨૨ | કારણુભુલ | કારણુભુત |
| ૪૪ | ૧૪ | સ્થાનીક વલીની | સ્થાનીક વલીના |
| ૪૪ | ૧૫ | તરીકે ભેગી કરીને | તરીકે પૈસા ભેગા કરીને |
| ૫૧ | ૧૪ | પુરવણી (E) | પુરવણી "૮" |
| ૫૧ | ૨૫ | કરવે છે. અહીં...... | કરાવે છે. અહિં... .. |
| ૫૬ | ૪ | વિસ્તારવાન | વિસ્તારવાર |
| ૫૬ | ૬ | વિસ્તારવાન | વિસ્તારવાર |
| ૬૨ | ૧૪ | બજાવવાનું | બજાવવા જવાની |
| ૬૪ | ૭ | વરસાદ વરસાદ | વરસાદ |

પુરતી દેખરેખ હોવા છતાં ઉપરની ભુલો થવા પામી છે અને કોઇ ઠેકાણે કંઇ ભુલ ચુક જણાય તો તેને વાંચક વર્ગ સુધારીને વાંચશે એવી આશા રાખુંછું.

"રફીક."



## ઇન્ટરવુવન મોજાઓ

# INTERWOVEN SOCKS

### એ નામથી કોણ અજાણ્યું હશે ?

આ મોજાઓ વાપરવામાં ટકાઉ શોભીતા તથા કીફાયત ભાવના હોવાથી આખી દુની-યામાં મશહુર થઇ ગયા છે.

ઇન્ટરવુવન મોજાઓ અનેક ક્વોલીટીના સુતરાઉ, મરસરાઇઝ તથા
રેશમી, સ્ટાઇલની તરાહના અપ-ટુ-ડેટ
ફેશનમાં આવે છે.

દરેક મોજાની જોડી ઉપર **"INTERWOVEN"**
ઇન્ટરવુવનના લેબલ તથા છાપ મારેલ હોય કે
તે તપાસી લેશો.

**નકલી માલથી સાવચેત રહેશો.**

જે નિચેની જગ્યોએથી કીફાયત ભાવે મળી શકશે:—

**ઇસ્ટર્ન ડ્રેપરી હાઉસ, એલફીન્સ્ટન સ્ટ્રીટ કેમ્પ કરાચી.**

**સિંધ સ્ટોર ,, ,, ,,**

**કરીમજી ઇસાજી મીઠાઇવાલા ,, ,,**

**મહારાજ હોતચંદ ટોપનદાસ મીઠાધર કરાચી.**



Printed at the "Diamond" Printing Press, by Mr. Bhaishanker Anandji Trivedi, Campbell Street, Karachi and Published by Vora Khanbhai Amiji, "Bage-Mumin" office, Amreli (Kathiawar.)